# સ્વામી

શરદ બાબુ પ્રણીત



ગિરિજાપ્રસાદ ભટ્ટ

કી. ૦-૬-૦

વિવિધ સાહિત્યમાળા-પ્રથમ પુષ્પ

# સ્વામી

(શરદ બાબુ પ્રણીત).

લેખક:

ગિરિજાપ્રસાદ ભોળાનાથ ભટ્ટ.

અમદાવાદ.


પ્રકાશક:

સાહિત્ય પ્રકાશન સમિતિ

૧૦૬૩ લીમડાપોળ, ખાડિઆ

અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦

છુટક નકલ રૂ. ૦-૬-૦

# નિવેદન



બંગાળના ઉપન્યાસ-સમ્રાટ્ શ્રી. શરદ્‌બાબુને ગુજરાત ઓળખે છે. પ્રસ્તુત પુસ્તિકા તેમની એક વાર્તાનું અનુરૂપ છે. મૂળ વસ્તુને વફાદાર રહી કેટલીક જગાએ ઘટતો ફેરફાર કરવો પડ્યો છે, છતાં લેખકનો આ પ્રથમ પ્રયાસ હોઈ તેમાં દોષ રહી જવા સંભવ છે. ને માટે વાંચકગણથી ક્ષમા-પ્રાર્થના છે. શ્રી૦ રૂપનારાયણ પાંડેયના હિંદી અનુવાદની પણ આમા સહાયના લીધેલી હોવાથી તેમનો હું ઋણી છું.

| | | |
|---|---|---|
| ૧૦૬૩, લીમડાપોળ<br>ખાડીઆ,<br>**અમદાવાદ.** |  | **ગિરિજાપ્રસાદ ભોળાનાથ ભટ્ટ.** |

# સ્વામી

સૌદામિની નામ મ્હારા પિતાએ રાખ્યું હતું. હું વિચારૂં છું કે મ્હને એક વર્ષથી મ્હોટી તો ત્હેમણે જોઇ પણ નહોતી; છતાં મ્હારા આંતર અને બાહ્યનો સંયોગ કરી આવું નામ ત્હેમણે શી રીતે રાખ્યું? બીજ મંત્રની પેઠે આ ચાર અક્ષરના શબ્દમાં મ્હારા સારા ભવિષ્ય જીવનનો ઇતિહાસ જ જાણે પિતાજી પ્રગટ કરી ગયા છે!

રૂપ? હા, રૂપ છે, એ હું માનું છું; કિન્તુ નહિ—નહિ—તે મ્હારૂં ગુમાન નથી.--ગર્વ નથી. હૃદય ચીરી જો બતાવી શકાતું હોત તો અત્યારે જ બતાવી દેત કે રૂપને માટે ગૌરવ યા ગર્વ કરવાની કોઇ સામગ્રી મ્હારી પાસે અત્યારે બાકી નથી—ખરેખર નથી—કશું જ નથી!

અઢાર અગર ઓગણીસ? હા, મ્હારી અવસ્થા એટલી જ છે. ફક્ત ઓગણીસ વર્ષની. બ્હારનો દેખાવ એથી વધુ નહીં જણાય. કિન્તુ આ હૃદયના ઉંડાણનો અંશ? ત્યાં તો એક વૃદ્ધા પોતાના એંશી એકાશી વર્ષનાં સુકાં હાડને માટે નિવાસ કરે છે—ત્હેને ત્હમે જોવા નથી પામતા. જો જોઇ શકો તો ભયથી કાંપી ઉઠો!

એકલી, ઘરની અંદર, યાદ આવવાથી આજે પણ લજ્જાની મારી આત્મહત્યા કરવાને લલચાઉં છું. તો પછી આ કલંકની કથા કાગળ ઉપર મૂકતાં જવાની મ્હને શી આવશ્યક્તા હતી? લાજ મર્યાદા છોડી જગત્‌માં વિચરીઃ મ્હારી એ રામકહાણી તો મ્હારે આજે કહેવી પડશે. નહિ તો મ્હારી મુક્તિ કેમ થાય?

અન્ય સર્વ સ્ત્રીઓની પેઠે મ્હેં પણ મ્હારા સ્વામીને લગ્નના પવિત્ર મંત્રો ભણી મેળવ્યા હતા. તો પછી તે મ્હારા મનને ભાવ્યા કેમ નહિ? તેને માટે જે મૂલ્ય મ્હારે આપવું પડ્યું, તે હું મ્હારા કટ્ટામાં કટ્ટા શત્રુને એક દવસને માટે પણ નથી ચાહતી. કિન્તુ મ્હારે

તેનું મૂલ્ય પૂરેપૂરૂં આપવું પડ્યું. જે સારા પાપ-પૂણ્ય, લાભ-હાનિ, તથા ન્યાય-અન્યાયના માલિક છે, ત્હેમણે મ્હારી સાથે રતિભર પણ ન્યાય નથી વાપર્યો. કોડી-કોડી વસુલ કરી, સર્વસ્વ હરી, તેમણે ત્યારે મ્હને રસ્તામાં ભટકતી ફરી ખાવાને બ્હાર ઉભી કરી, મ્હારી લજ્જા-શરમના અણુ માત્રનું અસ્તિત્વ પણ અવશિષ્ટ ન રાખ્યું—ત્યારે કેવળ ત્હેમણે બતાવી આપ્યું કે, “ અરે ! ઓ સર્વનાશી ! ત્હે આ શું કર્યું ? સ્વામી તો ત્હારો આત્મા છે ! ત્હેને છોડી તું ક્યાં જઈશ ? એક ને એક દિવસે જરૂર ત્હારા આ શૂન્ય હૃદયમાં તે સ્વામીને સ્થાન આપવું પડશે. આ જન્મમાં, આવતા જન્મમાં, કે કરોડો જન્મ બાદ પણ તે સ્વામીને ત્હારે પ્રાપ્ત કરવો પડશે. તું તો ત્હેની જ છે. ”

હું જાણું છું, જે મ્હેં ખોયું હતું, તે આજ અનન્ત ઘણું થઈ, મ્હને પાછું પ્રાપ્ત થયું છે. કિન્તુ એ વાત હું નથી ભૂલી શકતી કે આ મ્હારૂં સ્ત્રીનું શરીર છે. આજ મ્હારે માટે આનંદ રાખવાની જગા નથી; કિન્તુ વ્યથા રાખવાની પણ હું જગા નથી જોતી ! પ્રભો ! આ દેહનું અણુ પરમાણુ દિન-રાત રોઇ રોઇ પોકારે છે કે ‘ અરે ! ઓ અસ્પૃષ્ય, અછૂત ! ઓ પતિતા ! અમ્હને હવે વધુ બાંધી ન બાળ—અમ્હને છૂટાં કર, અમ્હે મરી અમ્હારી જાત બચાવીએ. ’

ખેર ! આ વાત અહિં પૂરી કરી હું મ્હારી કથા આગળ ચલાવું છું.

મ્હારા પિતા મરી ગયા. મા મ્હને એક વર્ષની લઈ મોસાળ ચાલી આવી. મામાને કંઈ બાલ બચ્ચું નહોતું. તેથી ગરીબનું ઘર હોવા છતાં પણ ત્યાં મ્હારા આદર યત્ન અને લાડ--પ્યારની હદ નહોતી—ત્હેમાં કોઇ પ્રકારની ત્રુટિ પડતી નહિ. મામાની અવસ્થા અધિક હોવા છતાં પણ ત્હેમની પાસે બેસી અંગ્રેજી, હિંદી—બંગાળી આદિની કેટલીયે ચોપડીઓ હું વાંચ્યા કરતી.

કિન્તુ મ્હારા મામા ઘોર નાસ્તિક હતા. દેવ દેવતાઓમાં ત્હેમને શ્રદ્ધા ન્હોતી. ઘરમાં કોઇ દિવસ પાઠ-પુજા અગર વ્રત-પર્વનું અનુષ્ઠાન [illegible]

**નાસ્તિક** નહિં તો શું ? મામા મ્હોડેથી તો બેશક કહેતા કે તેઓ " Agnostic " છે, પરંતુ તેમાં પણ દગો હતો. કિન્તુ તે સમયે હું શું ધૂળ સમજું ? ખરી વાત તો એમ છે કે સૂર્યની અપેક્ષા રેતીના ઉત્તાપથી જ શરીરમાં અધિક ફોલ્લા પડે છે. મ્હારા મામાની પણ બરાબર એજ સ્થિતિ થઈ હતી.

કેવળ મ્હારી મા છુપી છુપી બેસી ન જાણે કંઇક ( કદાચ પાઠ—પુજા વિગેરે ) કર્યા કરતી એમ જણાતું. પરંતુ ત્હેની મ્હારા સિવાય અન્ય કોઈને ખબર નહોતી. મા ખુશીમાં આવે તે કરે પણ મ્હેં તો મામાની વિદ્યા સાળે સોળ આની બલ્કે અઢાર આની શીખી લીધી હતી !

**મ્હને** બરાબર યાદ છે. દરવાજા ઉપર કોઇ સાધુ સંન્યાસી આવી ઉભા રહેતો તો હું દોડી જઇ મામાને બોલાવી લાવતી. તે આવી તે લોકોની એવી મજાક કરતા કે તે બીચારાઓને છટકવાનું મુશ્કેલ થતું. હું તાળીઓ પાડતી, ખૂબ હસવાને લીધે નીચે ગબડી પડતી.

કેવળ મા કોઇ કોઈવાર આવી મ્હારાં આવાં તોફાનો ઉપર અંકુશ રાખવા મથતી. મામાને સંબોધી તે કહેતી—" ભાઇ ! સૌદામિની હવે દિવસે દિવસે બહુ તોફાની થતી જાય છે. અત્યારથી ત્હેને માટે યોગ્ય પાત્રની શોધ નહિં કરો તો વખત આવ્યે ત્હેનો વિવાહ શી રીતે કરી શકશો ? "

**મામા** વિસ્મિત થઈ કહેતા કે—" શું કહે છે બ્હેન ! ત્હેની ઉમ્મર તો હજુ પુરી બાર વરસની થઈ પણ નથી એટલામાં તું ફીકરમાં પડી ગઇ. સાહેબ લોકની છોકરીઓ તો આ ઉમ્મરે—"

**મા** ગુસ્સે થઇ જવાબ વાળતી—" સાહેબોની વાત શું કરો છો ભાઇ ! આપણે તો સાહેબ નથી ને ? દેવ દેવતાઓને ત્હમે ન માનો તો ભલે, તે કાંઈ ત્હમારી સાથે લડવા આવવાના નથી. કિન્તુ આપણો પણ સમાજ છે ને ? છેવટ ચાર ભાઇબંધ તો છે ને ? સમાજની ઉપેક્ષા શી રીતે કરશો ? ત્હેને કેવી રીતે ઉડાવશો ? "

**મામા** હસીને કહેતા—" ત્હેની તું ચિન્તા ન કર બ્હેન ! તે સર્વ હું જાણું છું. જેવી રીતે હું ત્હને ઉડાવું છું, તેવી રીતે હસીને આપણા દુષ્ટ સમાજને પણ ઉડાવીશ. "

આ બબડતી બબડતી ચાલી જતી. મામાને તેની પરવા નહોતી. પરંતુ મ્હને ભય લાગતો. કોઇ જાણે કેમ પણ મ્હને એમ લાગતું કે મામા મ્હોંયે ગમે તેમ કહે પરંતુ માની હઠથી તે મ્હારી રક્ષા નહિ કરી શકે.

મ્હને લગ્નની વાતથી કેમ ભય લાગતો તે જણાવું. અમ્હારા ગામની પશ્ચિમે વસ્તીની વચ્ચે થઇ એક નાળું જતું હતું; તે વરસાદનું સર્વ પાણી નદીમાં પહોંચાડતું. ત્હેના બન્ને કિનારે બે ઘર વસ્યાં હતાં. તેમાંનું એક ઘર મામાનું હતું અને બીજું ઘર ગામના જમીનદાર વિપિન મજૂમદારનું હતું. આ મજૂમદાર-પરિવાર જેટલો પૈસાદાર હતો તેટલો જ ઉદંડ પણ હતો. ગામની અંદર અને બહાર પણ ત્હેમના પ્રતાપની સીમા નહોતી. નરેન્દ્ર આ પરિવારનો એક માત્ર વંશધર હતો.

આજે આટલા અસત્યને જીભ ઉપર લાવતાં મ્હારા હૃદયના શું હાલ થઈ રહ્યા છે, તે એક-માત્ર મ્હારા અંતર્યામી સિવાય કોણ જાણી શકે ? કિન્તું તે સમયે હું જાણતી કે કદાચ તે એક સત્ય પદાર્થ છે—કદાચ સાચે જ હું નરેન્દ્રને પ્યાર કરૂં છું. આ મોહ મ્હારા હૃદયમાં પહેલ વહેલો કયારે પેદા થયો તે હું નથી કહી શકતી. તે કલકત્તામાં રહી બી. એ. માં ભણતો હતો. પરંતુ રજાઓમાં જ્યારે તે ઘેર આવતો, ત્યારે મામા સાથે ફીલૉસોફીની ચર્ચા કરવા અમ્હારે ઘેર આવ્યા કરતો. તે દિવસોમાં Agnosticism શિક્ષિત વર્ગની એક ફેશન થઈ પડી હતી. અધિકાંશ ચર્ચા ત્હેની જ થયા કરતી. ઘેર એવું બનતું કે મામા પોતાનું ગૌરવ બતાવવાના હેતુથી નરેન્દ્ર બાબુની ચર્ચાનો જવાબ દેવાને મ્હને બોલાવ્યા કરતા. કોઇ કોઇ વાર સંધ્યાકાળ થવા છતાંયે એ ચર્ચા ચાલ્યા કરતી; રાત જતી; પરંતુ બન્નેની દલીલોનો કંઇ અન્ત આવતો નહિ. પણ એટલું તો ચોક્કસ હતું કે છેવટ જીત મ્હારી જ થતી. ત્હેનું કારણ આજે હવે મ્હારાથી અજાણ્યું નથી.

વચ્ચે વચ્ચે નરેન્દ્ર એકાએક ચર્ચામાં અટકી મામાના મુખ તરફ જોઇ ઘેરો વિસ્મય પ્રગટ કરતાં બોલી ઉઠતો કે— " વાહ ! વ્રજ બાબુ, આટલી ઉમ્મરમાં લૉજીક ( તર્કશાસ્ત્ર ) નું આટલું ઉંડું જ્ઞાન,

દલીલ કરવાની અદ્દભૂત ક્ષમા હોવી એ આપ એક આશ્ચર્યની વાત નથી માનતા ?"

હું ગર્વ અને સૌભાગ્યના ભારથી ગરદન નીચી કરી લેતી. અરે ! ઓ અભાગીયણ ! તે વખતે ત્હારી ગરદન હંમેશને માટે તૂટી જમીન ઉપર કેમ ન પડી ગઇ ?

મામા મ્હોટું હાસ્ય કરતાં કહેતા—"જાણે છે નરેન્દ્ર ! તે કેવળ શીખવવાની કેપેસીટી (શક્તિ—કળા) છે."

પરંતુ નરેન્દ્રના મુખે મોન્ટેક્રીસ્ટોની વાર્તા સાંભળતાં મ્હને જેટલો રસ પડતો તેટલો તર્ક—વિતર્કમાં મ્હને નહોતો લાગતો. વાર્તા પુરી થાય એ પણ મ્હને રૂચતું નહિ અને મ્હારી અધીરતા પણ વધતી જતી. સવારે ઉઠયા પછી તે સાંજે સુઇ રહેતા સુધી દિવસ ભરમાં સેંકડો વાર મ્હારા મનમાં એ ભાવના ઉઠતી કે ક્યારે નરેન્દ્ર બાબુ આવે ?

આ પ્રમાણે ચર્ચા કરતાં અને વાર્તા સાંભળતાં મ્હારી ઉમ્મર બારથી તેર વરસની થઇ; પરંતુ મ્હારો વિવાહ થયો નહિ.

તે સમયે વર્ષાના નવયૌવન દિવસોમાં મજ્‌મદાર—પરિવારના બાગની વચ્ચે એક મોટા મોરસલીના વૃક્ષ નીચે જમીન ઉપર પુષ્પનો ઢગલો થતો. અમારા બાગના કિનારે આવેલો પુલ ઓળંગી હું રોજ ત્યાં જતી અને ફૂલ વીણી લાવતી. તે દિવસે પણ ત્રીજા પહોરે આકાશમાં છવાએલી વર્ષાની કાળી ઘટાની પરવા ન કરી હું ત્વરાએ એ તરફ જઇ રહી હતી. એટલામાં માએ મ્હને જોઇ કહ્યું—"દોડી જાય છે, પણ વરસાદ ચઢયો છે ત્હેનું ભાન છે ?"

મ્હેં કહ્યું—"વરસાદ નહિ પડે મા ! બે ચાર ફૂલ દોડતી લઇ આવું."

માએ કહ્યું—"દશ પંદર મીનીટમાં જ પાણી પડશે સદુ ! મ્હારૂં કહ્યું માન, પાછી વળ. આ કવેળાએ માથાના વાળ ભીંજાશે તો જલદી સુકાશે નહિં."

મ્હેં કહ્યું—"પગે લાગું છું મા ! જવા દે ને. જો પાણી પડવા માંડશે તો માળીના ઝુંપડામાં ઉભી રહીશ."

એમ કહેતી હું દોડતી ચાલી ગઈ. માને હું એકલી જ સંતાન હતી. એટલે મ્હને કોઇ રીતે દુઃખ થાય એ ત્હેને ગમતું નહિ. તે જાણતી કે બાળપણથી મ્હને પુષ્પ બહુ વહાલાં હતાં. એથી એ ચુપ રહી. હું વિચારૂં છું કે તે દિવસે જો મ્હારી માતા મ્હને વાળ પકડી ઘરમાં ઘસડી લઈ ગઇ હોત તો સારૂં. હું ત્હેમનાં મ્હોં કાળાં ન કરત.

બોરસલીના ફૂલથી મ્હારો પાલવ ભરાઈ ગયો. તે સમયે માએ જ્હેમ કહ્યું હતું તેમ થયું. વરસાદ ધોધમાર પડવા લાગ્યો. હું દોડી માળીના છાપરામાં ભરાઈ ગઇ.

ત્યાં અન્ય કોઇ નહોતું. ઉભા ઉભા હું વાદળ જોઇ વિચાર કરતી હતી, તેવામાં કોઇ દોડતું દોડતું આવી ઝુંપડામાં ભરાયું. મ્હોં ફેરવી જોયું તો મારે ! તે નરેન્દ્ર બાબુ જ હતા ! હું નહોતી જાણતી કે તે કલકત્તાથી ઘેર આવ્યા છે.

મ્હને જોઈ જાણે ચમકી નરેન્દ્ર બોલ્યો—" એં ! સૌદામિની ! તું અત્યારે અહિં ક્યાંથી ? "

ઘણા દિવસો થયાં મ્હેં ત્હેને જોયો નહોતો. ઘણા દિવસોથી ત્હેનો કંઠ સ્વર સાંભળ્યો નહોતો—મ્હારા હૃદયની અંદર જાણે આનંદની એક છોળ વાગી. લજ્જાના માર્યા કાન સુદ્ધાં લાલ થઈ ગયા. ત્હેના મ્હોં સામું જોયું—મીટ માંડી—તો મ્હારાથી ઉત્તર ન આપી શકાયો. જમીન તરફ દૃષ્ટિ રાખી મ્હેં કહ્યું—" હું તો રોજ અહિં ફૂલ વીણવા આવું છું. ત્હમે ક્યારે આવ્યા ?

નરેન્દ્રે માલીનો એક તૂટલો ખાટલો ખેંચી લાવી ઉપર બેસતાં કહ્યું—" આજે સવારે જ આવ્યો. પરંતુ હું પુછું છું કે તું કોના હુકમથી અહિં આવી ફૂલ ચોરી જાય છે. "

ત્હેના ગંભીર સ્વરથી આશ્ચર્યચકિત થઇ સહસા શિર ઉંચું કરી મ્હેં જોયું તો ત્હેની આંખમાં છુપેલું હાસ્ય જાણે નાચી રહ્યું હતું.

કેવી લજ્જાની વાત ? મ્હારા બળ્યા મુખ ઉપર પણ જાણે તે સમયે હાસ્ય છવાયું. મ્હેં કહ્યું —" ચોરી ! કઇ વેળા ફૂલ વીણી જવાં એને શું ચોરી કહો છો. ? "

નરેન્દ્ર ઉભો થઇ ગયો અને બોલ્યો—" ત્હારાં વીણેલા ફૂલને

ત્હારા પાલવમાંથી ફરી એકવાર હું વીણી લઉં તો તું શું કરે ?

હું નથી જાણતી, પણ કોણ જાણે શાથી મ્હને ભય લાગ્યો કે સાચે જ તે હવે મ્હારો પાલવ પકડી લેશે. મ્હારી મુઠ્ઠી આપો આપ ઢીલી પડી ગઈ અને પળભરમાં તો મ્હારા પાલવનાં સર્વ ફૂલ જમીન ઉપર વેરાયાં.

નરેન્દ્ર કહ્યું—"આ ત્હેં શું કર્યું ?"

મ્હેં મ્હારી જાત સંભાળી ઉત્તર વાળ્યો—"ફૂલ તો ત્હમારાં જ છે. એને ન વીણીયે તે જ સારૂં."

"અરે ! આટલો મીજાજ !" એમ કહી ઉઠી નરેન્દ્ર મ્હારો પાલવ પકડી લીધો અને તેમાં વીણી વીણી ફૂલ મૂકવા માંડ્યો.

ન જાણે કેમ પણ મ્હારી બન્ને આંખો આંસુથી ઉભરાઇ ગઇ. અનીચ્છાએ મ્હેં મ્હોં ફેરવી લીધું અને તે અવસ્થામાં ઉભી ઉભી બીજી તરફ જોવા લાગી.

સર્વ ફૂલ વીણી પાલવમાં ભરી ત્હેને એક ગાંઠ મારી નરેન્દ્ર પોતાની અસલ જગોએ જઇ બેઠો. થોડીવાર મ્હારા તરફ ચુપચાપ જોયા કર્યું; પછી બોલ્યો. "જે ઉપહાસ સમજી ન શકે, જે આટલી ન્હાની બાબતમાં નારાજ થઇ જાય, ત્હેને શીલાસોટી શીખવવાથી શો ફાયદો ? હું કાલે જ જઇ વ્રજબાબુને કહી દઇશ કે ત્હને ભણાવવાનો અધિક પરિશ્રમ હવે ન ઉઠાવે."

મ્હેં ક્યારનાંએ આંસુ લુછી નાંખ્યાં હતાં. હું બોલી—"નારાજ કોણ થયું ?"

નરેન્દ્રે કહ્યું—"ફૂલ જેણે ફેંકી દીધાં તે."

"ફૂલ તો એની મેળેજ પડી ગયાં."

નરેન્દ્ર—"કદાચ મ્હોં પણ એની મેળે જ પેલી તરફ ફરી ગયું હશે ?"

"હું તો વાદળ જોઈ રહી છું."

નરેન્દ્ર—"વાદળ તો આમ મ્હોં રાખીને પણ જોઇ શકાત."

"ક્યાં જણાય છે ?"

એમ કહી ભૂલથી જેવું મ્હેં મ્હોં એકાએક ફેરવ્યું, તેવી અમ્હારા

બન્નેની ચાર આંખ થઇ. નરેન્દ્રે હસીને કહ્યું-"એક આયનો હોત તો બતાવત કે વાદળ જણાય છે કે નહિ? તું ત્હારા મુખ અને નયનમાં જ વાદળ અને વીજળીનો ચમકારો જોઈ આકાશમાં ત્હેની શોધ ન કરત."

**આ** સાંભળી મ્હેં દૃષ્ટિ ફેરવી લીધી. મ્હારા રૂપની પ્રશંસા મ્હેં બહુ સાંભળી છે. પરંતુ નરેન્દ્રનું છુપું હાસ્ય અને છાના ઇશારાએ તે દિવસે મ્હારા હૃદયમાં ભોંકાઇ, હૃદય-પિંડને જાણે હલાવી મૂકયું. આ પાંચ છ વર્ષ પહેલાંની વાત છે, પરંતુ આજ જણાય છે કે તે સૌદામિનીજ કંઇ બીજી હતી.

**નરેન્દ્ર** કહ્યું—"જો ત્હારા આ મુખમંડળનો મેઘ દૂર ન થયો તો હું જરૂર વ્રજબાબુને કહીશ કે ત્હને ભણાવવી એ વ્યર્થ છે. ત્હેને માટે હવે તે મહેનત ન લે."

**મ્હેં** કહ્યું—"તે તો ઠીક! હું પણ ભણવા નથી માંગતી. ઉલટું ઉપન્યાસ અને વાર્તાની ચોપડીઓ વાંચવી મ્હને બહુ ગમે છે."

**નરેન્દ્ર** તાળી પાડી બોલી ઉઠયો-"એટલે જ આજકાલ ઉપન્યાસ બહુ વંચાય છે. કેમ?"

**મ્હેં** કહ્યું—"તો પછી ત્હમે સ્વયં કેમ નૉવેલો વાંચ્યા કરો છો?"

**નરેન્દ્ર**—"ત્હને વાર્તા કહેવી પડે છે એટલા માટે હું તો વાંચું છું-નહિ તો વાંચું નહિ."

**તે** પછી વરસાદ તરફ જોતાં તે બોલ્યો-"એ તો ઠીક પણ વરસાદ આજ બંધ નહિ રહે તો તું શું કરીશ?"

**મ્હેં** કહ્યું—"ભીંજાતી ઘેર જઈશ."

**નરેન્દ્ર**—"પણ જો આ આસામની પહાડી વર્ષા હોત તો?"

**વાર્તા** અગર કોઇ સ્થળનાં વર્ણનો સાંભળવાનો મ્હને શોખ છે. ત્હેની જરા સરખી પણ ગંધ આવતા મ્હારી દૃષ્ટિ આકાશ તરફથી ફરી નરેન્દ્રના મુખ ઉપર ઠરી. મ્હેં પુછ્યું—"તો તો તે દેશમાં વરસાદમાં કોઇ બહાર જતું જ નહિ હોય?"

**નરેન્દ્ર** બોલ્યો—"ના. ત્યાં તો વરસાદનાં ટીપાં શરીરમાં તીરની માફક લાગે છે."

મ્હેં પૂછ્યું—" ત્હેં ત્યાંની વર્ષા જોઈ છે."

મ્હારા મ્હોંમાંથી ' ત્હેં ' નીકળી ગયું. હવે વિચારૂં છું કે તે સમયે તે શબ્દની સાથે જ મ્હારી જીભ નીકળી બ્હાર પડી હોત તો સારૂં થાત ?

નરેન્દ્રે કહ્યું—"હવેથી આપણા બેમાંથી કોઈ જણ એક બીજાને ' તમ્હે ' કહે તો ત્હેનું મર્યું મ્હોં જુવે."

મ્હેં કહ્યું—" સોગન કેમ ખવરાવ્યા ? હું તો ' તું ' નહિં કહી શકું. "

નરેન્દ્ર—" તો તું મ્હારૂં મર્યું મ્હોં જુવે."

મ્હેં કહ્યું—" સોગન કોઈ ચીજ નથી. હું તે માનતી નથી. "

નરેન્દ્ર—" જો ન માનતી હોય તો એક વાર મ્હને ' ત્હમે ' કહી પ્રમાણિત કર. "

મ્હારી જાત સામે ગુસ્સે થતી મનમાં ને મનમાં મ્હેં કહ્યું— " કાળમુખી ! ત્હારૂં મિથ્યા તેજ ક્યાં ગયું ? મ્હોયે તો ત્હારાથી ' ત્હમે ' ન કહેવાયું ! " દુર્ગતિનો અંત તે દિવસ ત્યાં જ થયો હોત તો ઠીક ?

ક્રમશઃ વરસાદ બંધ તો પડ્યો. પરન્તુ પૃથ્વીના જળે તો બધું એકાકાર કરી મૂક્યું હતું. સાંજ પડવા આવી હતી. પાલવમાં ફૂલ બાંધેલાં હતાં. કીચડથી ભરેલા બાગના માર્ગ ઉપર હું ચાલવા માંડી.

નરેન્દ્રે કહ્યું—" ચાલ હું મૂકવા આવું."

મ્હેં કહ્યું—" ના, કાંઈ જરૂર નથી."

મન જાણે કહેવા માંડ્યું—' આ ઠીક નથી થતું. " કિન્તુ ભાગ્યમાં કંઇ બીજું જ લખ્યું હતું—ત્હેને હું અન્યથા કેમ કરી શકું ? બાગના કિનારા ઉપર પહોંચતા જ હું હતબુદ્ધિ જેવી અટકી પડી. પાણી નાળા ઉપર ફરી વળ્યું હતું. હવે પેલી પાર કેમ જવું ?

નરેન્દ્ર સાથે નહોતો આવ્યો; પરંતુ તે જ જગ્યાએ ઉભો રહી આ બધું જોઇ રહ્યો હતો. મ્હને નાળા પાસે ચુપચાપ ઉભેલી જોઈ ત્હેને મ્હારી સ્થિતિ સમજી લેવાને વાર ન લાગી. પાસે આવી ત્હેણે કહ્યું—" હવે શું થાય ? શો ઉપાય ?"

હું રડવા જેવી થઈ બોલી—" નાળામાં ડૂબી મરૂં તે ભલે પરંતુ એટલે દૂર ફરીને સદર રસ્તે થઇ એકલી તો ઘેર નહિજ જાઉં. કોઇ જુવે—"

વાત હું પુરી ન કરી શકી,

નરેન્દ્રે હસીને કહ્યું—" ત્હેની ચિન્તા નથી. આવ, સામેના ઝાડ ઉપર થઈને હું ત્હને પેલે પાર ઉતારી દઉં."

આનંદથી મ્હારૂં મન નાચી ઉઠયું. અત્યાર સુધી યાદ નહોતુ આવ્યું કે થોડે જ દૂર નાળાની ઉપર એક ઝાડ કેટલાયે દિવસોથી પવનના તોફાનને લીધે ઉખડી પડી પૂલની માફક પડ્યું હતું. બચપણમાં અનેક વાર તે ઝાડ ઉપર થઈ હું આ પારથી પેલે પાર આવી ગઇ છું.

ખુશી થઇ મ્હેં કહ્યું—" ઠીક તો ચાલો—"

નરેન્દ્ર મ્હારાથી અધિક પ્રસન્ન થતો બોલ્યો—" ત્હારા મુખથી આ શબ્દો સાંભળતાં કેવા મીઠા લાગે છે ? "

મ્હેં લજ્જિત થઈ કહ્યું—" જાઓ, એવું શું બોલો છો ? "

નરેન્દ્ર—" ત્હને સહીસલામત પેલે પાર ઉતાર્યા સિવાય કેવી રીતે જાઉં ? "

મ્હેં કહ્યું—" ત્હમે શું મ્હને પાર ઉતારનાર કર્ણધાર છો ? "

હું અત્યારે પણ નથી કહી શકતી કે આ વાકય તે સમયે મ્હારા મનમાં કેવી રીતે ઉદ્ભવ્યું અને શાથી મ્હારા મ્હોંમાંથી નીકળ્યું. પરન્તુ જ્યારે નરેન્દ્રે મ્હારા મ્હોં સામું જોઇ કંઈક હસીને કહ્યું " જોઉં કદાચ તેમ થઇ શકું—" ત્યારે ઘૃણાની મારી જાણે હું મરી ગઈ.

તે વૃક્ષની પાસે જઇ જોયું તો ત્હેના ઉપરથી પેલે પાર જવું કંઇ સહેલું નહોતું. એક તો વૃક્ષોની ગાઢી ઘટાથી બધે અંધારૂં થઈ ગયું હતું અને ઝાડ પણ પાણીમાં ભીંજાઇ ઉંચું નીચું થઇ ગયું હતું. તેના ઉપર પગ ઠેરવવો બહુ મુશ્કેલ હતું. ઝાડની નીચે વરસાદનું પાણી બહુ વેગથી અવાજ કરતું વહી રહ્યું હતું. હું પગ મૂકતી પણ ડરની મારી પાછો ખેંચી લેતી.

નરેન્દ્રે થોડો વખત આ તમાશો જોયા કર્યો પછી કહ્યું—"મ્હારો હાથ પકડી જઇ શકીશ ?"

મ્હેં કહ્યું—"હા. જઈ શકીશ."

પરંતુ તેમ કરતાં હું એવી ખસી કે તે એક બાજુએ કૂદી પોતાની જાત બચાવી શક્યો. કેટલીક વાર તે મ્હારી તરફ તાકીને જોઈ રહ્યો. પછી ત્હેની આંખ ચમકી ઉઠી.

તે બોલ્યો—"હવે જો, કે હું સાચે જ ત્હારો કર્ણધાર થઇ શકું છું કે નહિ ?"

મ્હેં વિસ્મિત થઈ કહ્યું—"કેવી રીતે ?"

"આમ" એમ કહેતાંની સાથે તે નીચો વળી મ્હારા બન્ને ઘુંટણો નીચે એક હાથ અને ગરદન નીચે બીજો હાથ રાખી, ક્ષણ ભરમાં મ્હને ત્હેની છાતી સરસી ઉપાડી ઝાડ ઉપર પગ રાખી ઉભો થયો. ભયની મારી આંખો મીંચી મ્હેં મ્હારો ડાબો હાથ ત્હેના ગળામાં નાંખી દીધો. નરેન્દ્ર ઝડપથી પેલે પાર ઉતરી આવ્યો. પરન્તુ મ્હને જમીન ઉપર ઉતારતા પહેલાં મ્હારા હોઠને જાણે બાળી ખાક કરી મૂકયા. પરન્તુ જવા દ્યો એ પ્રસંગ !

કાંપતી કાંપતી હું ઘેર પહોંચી. બન્ને હોઠ જાણે સળગી રહ્યા હતા. કિન્તુ તે અગન જેટલી વધતી જતી હતી તેટલી ત્હેની ચાહ પણ વધતી હતી.

માએ મ્હને જોઇ કહ્યું—"તું તો બહુ જબરી છે સદુ ! આવી શી રીતે ? નાળા ઉપર તો પાણી ફરી વળ્યું છે. હું હમણાં જોઈ આવી. કદાચ પેલા ઝાડ ઉપર થઈને આવી હોઇશ ? નીચે પડી મરી ન ગઈ ?"

ના, ના. પડી મરી જવાનો અવસર મળે એટલું પૂણ્ય હોત, તો આજે મ્હારી પાપકથા લખવાની દરકાર કોને થાત !

ત્હેના બીજે દિવસે નરેન્દ્ર મામાશ્રીની મુલાકાતે આવ્યો. હું ત્હેમની પાસે જ બેઠી હતી–ત્હેની તરફ આંખ ઉંચકી જોઈ ન શકી; કિન્તુ મ્હારા આખા શરીરનાં રૂવાંડાં ઉભાં થઇ ગયાં. મનમા થયું કે ઉઠી જતી રહું; કિન્તુ બેઠકની પાકી ફરસમાં ચોરવાળુની જેમ જાણે

મ્હારા પગ ધીમે ધીમે ગળી જવા લાગ્યા. હું ત્યાંથી હાલી ન શકી.

નરેન્દ્રને એકાએક કયા રોગે ઘેર્યો, એ તો તે શેતાન જાણે, પરંતુ બિમારીનું બહાનું કહાડી ઘણા દિવસ સુધી તે ગામમાં રહ્યો, કલકતે ગયો નહિ. રોજ મુલાકાત થવા લાગી.

મા વચ્ચે વચ્ચે ખીજાઇ ઉઠતી, અંદર મ્હને બોલાવી મંગાવતી અને કહેતી–" પુરૂષોની લખવા–વાંચવાની વાત થાય છે ત્યાં મ્હોં ઉંચું કરી બેઠી બેઠી શું સાંભળે છે એ તો કહે ? જા, ઘરમાં જા. આટલી મોટી છોકરીને લજ્જા–સંકોચ રતિભર પણ નથી."

હું ધીમે ધીમે એક એક ડગ ભરતી મ્હારા ખંડમાં ચાલી જતી તો ખરી, પરન્તુ મ્હારૂં મન કોઈ કામમાં ચોંટતું નહિ. જ્યાં સુધી તે બેઠકમાં રહેતો ત્યાં સુધી ત્હેનો અસ્પષ્ટ કંઠ–સ્વર બરાબર બહાર મ્હને ખેંચતો રહેતો.

મ્હારા મામા ગમે તેવા હતા, પણ છળ કપટ બીલકુલ જાણતા નહોતા–ત્હેમનું દિલ બીલકુલ સાફ હતું. તે સિવાય લખી વાંચી, વિવાદ કરી ભગવાનને ઉડાવી દેવાની યુક્તિમાં જ ત્હેમનું સારૂં અન્તઃકરણ આ રીતે લાગેલું રહેતું એટલે તે ત્હેમની સ્હામે શું થઈ રહ્યું છે તે પણ જોઇ શકતા નહોતા. મ્હેં એક બહુ મજાની વાત જોઈ છે કે જગતમાં સર્વથી વધુ નામી નાસ્તિક જ સર્વથી અધિક ભોળા અને સાદા હોય છે. ભગવાનની લીલા અપરમ્પાર છે. તે આ નાસ્તિકોના મનના પંદર આની અશને આ ' નાસ્તિ ' રૂપે પરિપૂર્ણ રાખે છે, પરન્તુ તે લોકોને ત્હેની ખબર હોતી નથી. સપ્રમાણ હોય ચાહે પ્રમાણશૂન્ય, પરન્તુ તે જ ઇશ્વરની ચિન્તામાં આખો દિવસ ગાળીને તે નાસ્તિકો કહે છે કે–" દુનિયાના લોકો કેવા મૂર્ખ છે ! તેઓ સવાર–સાંજ બેઠા બેઠા ભગવાનનું જ ધ્યાન ધરે છે." મ્હારા મામાની પણ આ જ દશા હતી ! તેઓ કંઈ પણ જોઇ શકતા નહોતા. પરન્તુ મા કંઈ મામા નહોતી. તે તો મ્હારા જેવી જ સ્ત્રી જાતિ હતી. ત્હેની નજર ચુકાવવી એ સહેલું નહોતું. હું નિશ્ચય જાણું છું કે, માને અમ્હારા બન્ને ઉપર સદેહ આવી ગયો હતો.

નરેન્દ્ર સાથે મ્હારો વિવાહ થઇ શકે તેમ નથી એ વાત હું

સારી પેઠે જાણતી હતી; અમ્હારા બન્નેની વચ્ચે સામાજીક અંતરાયે દુર્લંઘ્ય હતા. એ વાતને વિચાર કરતાં મ્હારા હૃદયનું લોહી સુકાઇ જતું. એથી એ ચિન્તાને-આ વિકટ પ્રશ્નને-એ હાથથી ઠેલી દૂર રાખવાની ચેષ્ટા કર્યા કરતી. કિન્તુ એ પણ મ્હને બરાબર ખબર હતી કે હું શત્રુને બદલે મિત્રનેજ દૂર રાખી રહી છું. પરંતુ ખબર હોવા છતાં પણ શું થઇ શકે ? જે નશાબાજને એકવાર કડક શરાબ પીવાની આદત પડી હોય, ત્હેને પાણી ભેળવેલો શરાબ કદી ભાવતો નથી.

એક ચીજ હું કોઇ રીતે ભૂલી નથી શકતી અને તે મજૂમદાર-પરિવારનો ઐશ્વર્ય-વૈભવ. બચપણમાં અનેકવાર ત્હેમને ઘેર હું આવી ગઇ છું. તે સર્વ ગૃહ-દ્વાર, છબીઓ, ફરનીચર, સામાન વિગેરે ની સાથે કોઇ એક ભાવી નાનકડા શ્વસુરગૃહની કદાકાર મૂર્તિની કલ્પના કરી. મનમાં ને મનમાં હું જાણે કાંપી ઉઠતી હતી !

લગભગ એક મહિના બાદ એક દિવસે સવારે નદીયેથી ન્હાઇને આવી ઘરમાં જોયું તો બેઠકમાં એક આધેડ વયની વિધવા સ્ત્રી માની પાસે બેઠી બેઠી કંઈ વાતચિત કરી રહી હતી. મ્હને જોઇ ત્હેણે માને પૂછ્યુ-" આ છોકરી કે ? "

માએ માથું હલાવી કહ્યું—" હા બ્હેન ! તે જ મ્હારી છોકરી છે. "

તે સ્ત્રીએ હસીને કહ્યું—" કંઈ ફીકર નહિ. છોકરાની ઉમ્મર પણ ત્રીસની લગભગ છે. જોડી સારી થશે. તે કહેવામાં જ ' બીજ ' વર છે, બાકી દેખાવમાં ઘણો જ સુંદર છે. "

હું જલદી પગ ઉપાડતી મ્હારા ખંડમાં જતી રહી. હું સમજી ગઇ કે તે **ઘટકી*** છે અને મ્હારા લગ્નની વાતચિત માટે આવી છે.

માએ બુમ મારી—"કપડાં બદલી જરા અહિં આવી બેસતો સહૂ ! "

* ઘટકી—બંગાળમા છોકરા-છોકરીનાં લગ્ન કરાવી આપવાનો ધંધો કરનાર ' ઘટક-ઘટકી ' કહેવાય છે.

કપડાં બદલવાં ગયાં ચુલામાં, હું ભીનાં કપડાં પહેરી કમાડની આડમાં ઉભી રહી, કાન માંડી સાંભળવા લાગી. હૃદયના ધબકારા જાણે વધતા જતા હતા.

**સાંભળ્યું**, ચિતોર ગામના કોઇ રાધાવિનોદ મુકરજીનો પુત્ર ઘનશ્યામ છે. મ્હારા બળ્યા નશીબમાં બહુ દુઃખ લખેલું નહિં તો જે નામ આજ મ્હારા માટે ઇષ્ટ મંત્ર છે, તે તે દિવસે સાંભળતાં તન–બદનમાં આગ કેમ સળગે ?

**સાંભળ્યું**, છોકરાને બાપ નથી, મા છે. બે ન્હાના ભાઈ છે. એક ભાઇનો વિવાહ થઈ ગયો છે, બીજો હજુ અભ્યાસ કરે છે. પરિવાર નો ભાર મ્હોટા ભાઇને માથે છે. એન્ટ્રન્સ પાસ કરીને ધંધારોજ-ગારમાં લાગી તેણે ભણવું છોડી દીધું હતું. અનાજ, ચોખા, અળસી અને પાટની દલાલી કરે છે. આવક કંઈ ઓછી નથી. તે એક જ માણસને માથે સારા ઘરનો ભાર છે. તે સિવાય ઘરમાં એક શાલ-ગ્રામ–શિલા છે, બે ગાયો છે, એક વિધવા બ્હેન પણ છે—શું નથી ?

કેવળ સ્ત્રી નથી. સાત વર્ષ પહેલાં, લગ્ન થયા પછી એક જ માસમાં પહેલી સ્ત્રીનો દેહાન્ત થઇ ગયો હતો. તે પછી સાત વર્ષ બાદ ફરી આ વિવાહની ચેષ્ટા કરવામાં આવે છે. સાત વર્ષ બાદ !

ઘટકીને જોઇ મ્હેં મ્હારા મનમાં કહ્યું—" હરામજાદી, આટલા દિવસો સુધી શું મ્હારા ગળામાં જ ફાંસો નાંખવાને તું આંખો મીંચી સુઇ રહી હતી ? "

માની ઉપરા ઉપરી બૂમોથી હું કપડાં બદલી ત્હેમની પાસે જઈ બેઠી. ઘટકીએ મ્હને સારી રીતે નીરખી કહ્યું–" છોકરી તો પસંદ છે–હવે વિવાહનું મુહૂર્ત નક્કી કરવાની જ વાર છે. "

માની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. ત્હેણે કહ્યું–" ત્હમારા મ્હોમાં ઘી સાકર બ્હેન ! "

મામાએ સાંભળી કહ્યું—" એન્ટ્રન્સ પાસ ? તો ત્હેને કહેવ-રાવી મોકલો કે એક બે વરસ સદુને અંગ્રેજી ભણાવ્યા પછી જ લગ્નની વાતચિત થશે. "

માએ કહ્યું—" હું ત્હમારે પગે પડું છું ભાઇ! ઇન્કાર ન કરો–આવો સારો સંબંધ મળવો મુશ્કિલ થશે–આપવા લેવાનું કંઈ નથી."

મામાએ કહ્યું—" તો પછી હાથ પગ બાંધી છોકરીને ગંગામાં નાંખી આવ એટલે તે પણ એક પૈસો નહિં માગે."

માએ કહ્યું—" પંદર વર્ષ તો થયાં—"

મામાએ કહ્યું—"તેથી શું ? પંદર વર્ષે છોકરી બચી ગઈ સમજ!"

માએ ક્રોધ અને દુઃખથી રડવા જેવી થતાં કહ્યું–" તો શું ત્હમે છોકરીને કુંવારી રાખશો ભાઇ ? પછી સમાજના શાસનને લીધે, એકદમ વર મળવો અસમ્ભવ થઇ પડશે."

મામાએ કહ્યું—" કિન્તુ એ ભયથી કંઈ છોકરીને પહેલેથી કુવામાં નાખી ન શકાય !

માએ કહ્યું—" છોકરાને એકવાર ત્હમારી જાતે જોઇ તો આવો ભાઇ ! નાપસંદ હોય તો ન કરશો."

મામાએ કહ્યું—" ઠીક છે. આજે લખી દઉં છું. આ રવિવારે જઇશ."

કંઈ કહી–સાંભળી વિવાહમાં વિઘ્ન ન નાંખે, એ ડરથી માએ આ છોકરા સાથેના સંબંધની વાત ગુપ્ત રાખી હતી અને મામાને પણ સાવધાન કરી દીધા હતા. તે તો એમ જાણતી કે એવા પણ આંખ કાન છે કે જેને સતર્કતા દગો દઈ શક્તી નથી.

બાગમાં જમીનના એક ટુકડામાં મ્હેં શાક વાવ્યું હતું. બે દિવસ બાદ બપોરની વખતે હું ત્યાંનું ઘાસ ઉખાડી રહી હતી. એટલામાં કોઇનો પદશબ્દ સાંભળી પાછળ જોયું તો નરેન્દ્ર ઉપસ્થિત હતો. ત્હેનો આવો કરૂણ ચહેરો પહેલાં મ્હેં કદી જોયો નહોતો. હૃદયે દુઃખ અનુભવ્યું. એવું દુઃખ પહેલા કદી નહોતું થયું. ત્હેણે કહ્યું–" મ્હને છોડી સાચે જ તું જવાની ? "

ત્હેના કહેવાનો અર્થ સમજી છતાં અજ્ઞાનતા દેખાડતાં કહ્યું–" ક્યાં ? "

ત્હેણે કહ્યું—" ચિતોર ગામ."

વાત સ્પષ્ટ થતાં લજ્જાથી મ્હારૂં મસ્તક નીચે ઝુકયું. મ્હોંથી એક શબ્દ ન નીકળ્યો.

ત્હેણે ફરી કહ્યું—" એથીજ હું વિદાય લેવા આવ્યો છું—કદાચ જન્મભરને માટે ! તે પહેલાં બે શબ્દ કહેવા ચાહું છું. સાંભળાશ?"

કહેતાં કહેતાં ત્હેનો કંઠ ભરાઇ આવ્યો. પહેલાં તો મ્હારા મ્હોંમાંથી કોઈ શબ્દ ન નીકળ્યો; કિન્તુ; મ્હોં ઉંચું કરી તેની તરફ અવશ્ય જોયું. આ શું ? જોઉં છું તો ત્હેની બન્ને આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં.

અરે ઓ પતિતા ! ઓ દુર્બળ નારી ! પુરૂષોની આંખમાં આંસુ જોઈ શકવાની ક્ષમતા પ્રભુએ ત્હને બિલકુલ આપી જ નથી, તો પછી ત્હારી શક્તિ શી ? જોતાં જોતાં મ્હારી પણ છાતી આંસુઓથી ભીંજાઇ ગઇ. નરેન્દ્ર પાસે આવી મ્હારાં આંસુ લુછી નાંખ્યાં અને હાથ પકડી કહ્યું–" ચાલ, પેલા ઝાડ નીચે જઇ બેસીયે. અહિં કોઇ જોશે."

મનમાં જાણ્યું આ અનુચિત છે–બિલકુલ જ અનુચિત છે ! કિન્તુ તે સમયે પણ ત્હેની આંખોમાં આંસુ હતાં, ત્હેના સ્વરમાં રડવાનો ધ્વનિ હતો.

બાગના એક છેડા ઉપર એક કાંટાવાળું ચંપાકુંજ હતું. ત્હેની અંદર ત્હેણે મ્હને લઇ જઇ બેસાડી.

એક જાતના અજ્ઞાત ભયથી મ્હારી છાતી ધડકી રહી હતી. કિન્તુ તેણે સ્વયં મ્હારાથી દૂર બેસતાં કહ્યું–" હું એકાન્ત જગ્યામાં ત્હને બોલાવી જરૂર લાવ્યો છું, પરંતુ ત્હારો સ્પર્શ નહિં કરૂં, હજુ તું મ્હારી પોતાની ચીજ નથી. "

ત્હેની છેવટની વાત સાંભળી મ્હારી આંખ ફરીથી ભરાઇ આવી. આંખ પાલવથી લુછી જમીન તરફ દૃષ્ટિ રાખી હું ચુપચાપ બેસી રહી.

તે પછી ઘણીએ વાતો થઇ; કિન્તુ ત્હેને જવા દો. આજે પણ તે સમયની પ્રતિદિનની, એકએક ન્હાનામાં ન્હાની અતિ તુચ્છ ઘટનાનું પણ હું સ્મરણ કરી શકું છું, મરતાં સુધી પણ ત્હેને ભૂલી

શકવાની આશા કરવાની જાણે હિમ્મત નથી ચાલતી. પરંતુ એક કારણને લઇને હું મ્હારી આટલી મોટી દુર્ગતિમાં પણ કોઈ દિવસ વિધાતાને દોષ નથી દઈ શકી. સ્પષ્ટ યાદ આવે છે. મ્હારા હૃદયની અંદરના આત્મા રૂપ ભગવાને નરેન્દ્રના સંસર્ગને કોઇ દિવસે પ્રસન્નચિત્તે ગ્રહણ નથી કર્યો. આથી નરેન્દ્ર જ્યારે પોતાના પ્રણયનું નિવેદન કરતો ત્યારે જે મ્હારા હૃદયમાં ઉત્તેજના થતી, તે બીજીજ ક્ષણે કેટલા મોટા વિષાદ યા ગ્લાનિમાં ડુબી જતી, તે હું અત્યાર સુધી નથી ભૂલી. ઘેર પાછા ફરતાં એવું જણાતું કે જાણે કોઇને ત્યાંથી ચોરી કરી આવી છું–કોઈનો સર્વનાશ કરી આવી છું. કિન્તુ મ્હારાં ફૂટયાં ભાગ્ય કે અન્તર્યામીનો એટલો ઇશારો મળવા છતાં પણ મ્હને ભાન ન થયું. થાય કયાંથી ? કોઇ દિવસે મ્હને એ શિક્ષા નહોતી મળી કે ભગવાન્ મનુષ્યના હૃદયની અંદર વાસ કરે છે. આ સર્વ તેમનો જ નિષેધ છે.

મામા છોકરાને જોવા ગયા. જતાં વખતે વળી કેટલુંક ભાષણ આપતા ગયા. મા ચુપચાપ ઉભીજ રહી. ત્હેણે જાણ્યું કે આ જવું વ્યર્થ પરિશ્રમ–માત્ર છે. છોકરો મામાશ્રીને પસંદ નહિ જ પડે. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે પાછા આવી મામાએ કંઇ પણ વ્યંગ વિદ્રૂપ ન કર્યો. તે બોલ્યા–" છોકરાએ અભ્યાસ કાંઇ વધુ નથી કર્યો, પરન્તુ તે મૂર્ખ પણ નથી જણાતો. તે સિવાય તે બહુ નમ્ર, અતિ વિનયી છે. વળી એક ખાસ વિશેષતા તો એ છે કે બ્હેન ! તેના ચહેરા ઉપર એક એવી મોહિની છે કે ત્હેની પાસે બેસી ઘડી બે ઘડી વધારે વાતચિત કરવાનું મન થાય. ત્હેની પાસેથી ઉઠવાનું પણ મન ન થાય. "

માનું મુખ આનંદથી ઉજ્જવલ થઇ ઉઠ્યું. તે બોલી—" તો પછી કોઇ વાંધો ન લો ભાઇ ! અનુમતિ આપો–સદુનું ઠેકાણું પડી જાય."

મામાએ કહ્યું—" ઠીક. વિચારીને કહીશ."

હું ઉભી ઉભી નિરાશામાં પણ કાંઇક આશાનો આભાસ હૃદયમાં સ્થાપિત કરી મનમાં ને મનમાં કહેવા લાગી–" જવા

દો ! હજુ મામાએ પાકો વિચાર કર્યો નથી. હજુ પણ કાંઇ કહી શકાય નહિ. કિન્તુ એ કોણ જાણતું હતું કે પોતાની ભાણેજનો વિવાહ પાકો કરતાં પહેલાં ત્હેમને પોતાને પોતાની બાબતમાં નિશ્ચય કરવાનું તેડું આવી પહોંચશે ? જેના સંબંધમાં મામાશ્રીને જીવનભર સંદેહ રહ્યો ત્હેનો જ દૂત જ્યારે અચાનક મામાશ્રીની સામે આવી ઉભો રહ્યો ત્યારે તે ચોંકી ઉઠયા. ત્હેમની તે સમયની વાત સાંભળીને અમને કંઇ કમ આશ્ચર્ય ન થયું.

ત્હેમણે માને પાસે બોલાવી કહ્યું—"હું મ્હારો અભિપ્રાય જણાવતો જાઉં છું બ્હેન ! સદૂનો વિવાહ તે જગ્યાએ જ કરજે. છોકરાને યથાર્થ જ ભગવાન્ ઉપર સાચો વિશ્વાસ છે. છોકરી સુખી થશે."

કેવું આશ્ચર્ય ? કિન્તુ માને કંઈ પણ આશ્ચર્ય ન થયું—તે એટલી બધી ઉત્સાહમાં પણ ન આવી ગઇ. નાસ્તિકતાને તે સહન કરી શકતી નહિં. ત્હેની ધારણા હતી કે સર્વ ઘુમી ફરી એજ જગ્યાએ આવી પહોંચે છે અને ઇશ્વિરને પોકારે છે. એથી એ કહેતી કે શરાબી પોતાના શરાબી મિત્રને ચાહે તેટલો પ્યાર કરતો હોય, પરંતુ ભરોસો કરતી વખતે તે ફક્ત ત્હેના ઉપર જ નિર્ભર રહે છે કે જે શરાબ ન પીતો હોય. ત્હેના આ કથનમાં સત્યની માત્રા કેટલી હતી તે હું નથી જાણતી.

હૃદયના રોગથી મામાનું મૃત્યુ થયું. અમ્હે બધાં વિપત્તિના સાગરમાં ડૂબી ગયાં. સુખદુ:ખમાં કેટલાક દિવસો અવશ્ય વીત્યા, પરંતુ જે ઘરમાં કુંવારી છોકરીની ઉમ્મર પંદરથી વધુ થઈ હોય ત્યાં આળસમાં પડયા બેસી રહેવાની સુવિધા નથી હોતી. મા આથી કમ્મર કસી પોતાના કર્તવ્ય સંપાદનની ચેષ્ટામાં લાગી.

અન્તે કેટલાક દિવસ કહ્યા કહેવરાવ્યા બાદ વિવાહ જ્યારે સાચે જ મ્હારી છાતીમાં તીરની જેમ આવી લાગ્યો ત્યારે મ્હેં સોળ વર્ષ પૂરાં કર્યા હતાં. તે સમયે પણ હું આટલી જ લાંબી હતી. મ્હારી આ લંબાઇ ને કારણે જ માતાજીની લજ્જાનો હદ નહોતી. તે ગુસ્સે થતી મ્હને કહ્યા કરતી—"અભાગી છોકરીની સર્વ વાતો દુનિયાથી નિરાળી હોય છે."

એક તો વિવાહયોગ્ય કન્યાની અવસ્થા સત્તર વર્ષની હોવી, તેજ સમાજમાં મોટો અપરાધ ગણાય છે, ત્યાં વળી મ્હારી લંબાઇ એક આફત સમ હતી. દેખાવમાં હું બહુ મોટી લાગતી. કમમાં કમ વિવાહની રાતને માટે પણ માતાજી મ્હને કોઇ રીતે કાપકુપ કરી ઓછી લાંબી કરી શકે તેમ હોત, તો ત્હેને તેમ કરવામાં કંઇ અડચણ ન નડી હોત. પરંતુ તેમ તો થઈ શકે તેમ નહોતું. વિવાહ સમયે હું મ્હારા સ્વામીની છાતી કરતાં પણ ઉંચી દેખાઇ. કિન્તુ શુભદૃષ્ટિ સમયે મ્હારી અને ત્હેમની ચાર આંખો ન થઈ શકી. હું કેવળ નારાજીથી નહિ પરંતુ એક પ્રકારના વિતૃષ્ણાના ભાવથી આંખો મીંચી રહી. પરંતુ સાચું તો એ છે કે મ્હને મનમાં એવું કોઇ મર્મ ભેદી દુઃખ પણ ન થયું.

આથી પહેલાં કેટલાયે દિવસો સુધી રાતની રાત જાગી મ્હેં વિચાર્યું હતું કે કદાચ સાચે જ આવી દુર્ઘટના મ્હારા ભાગ્યમાં ઘટિત હોય, નરેન્દ્ર આવી મ્હને ત્હેની સાથે ન લઈ જાય તો પણ કોઇ અન્યની સાથે મ્હારો વિવાહ કોઈ પણ સંજોગોમાં થઇ શકે જ નહિ ત્હેમ થાય તો તે રાત્રે જરૂર મ્હારૂં હૃદય ફાટી જશે, મ્હોંમાંથી લોહીની અંજલિઓ નીકળશે, લોકો મ્હને વિવાહમંડપમાંથી ઉંચકી જશે અને એક બીછાના ઉપર સુવાડી દેશે. આ પ્રકારનો વિશ્વાસ મ્હારા મનમાં રૂઢ થયો હતો. પરંતુ વખત આવ્યે તેમાંનું કંઇ પણ ન થયું. અને અન્ય વીસ બંગાળી છોકરીઓના વિવાહ જે રીતે થાય છે તેજ રીતે મ્હારૂં આ શુભ કર્મ પણ સુસમ્પન્ન થઈ ગયું. આ રીતે મ્હેં પણ શ્વસુરગૃહે પ્રસ્થાન કર્યું.

કેવળ સાસરે જતી વખતે પાલખીની ફાટમાંથી તે જ કાંટાવાળા ચંપાકુંજ ઉપર નજર પડવાથી એકાએક આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તે ન જાણે કેટલાયે દિવસોનું અમ્હારાં આંસૂઓનું નીરવ સાક્ષી હતું !

મ્હારો ચિતોર ગામનો આ સંબંધ જે દિવસે પાકો થયો, તે દિવસે તેજ ઝાડની આડમાં બેસી અમ્હે બન્નેયે છાનાં છાનાં કેટલાયે વખત સુધી રોયા કર્યું હતું. તે પછી એમ નક્કી થયું કે તે

આવી કોઇ દિવસે પણ મ્હને લઇ જશે. કેમ લઈ જશે વિગેરે નકામા પ્રશ્નો કરવાની ન તો તે સમયે આવશ્યકતા જણાઇ કે ન તો પ્રવૃત્તિ થઇ.

બીજું કંઈ નહિં, કેવળ જતી વખતે મેળાપ થયો હોત તો ! ત્હેણે કેમ મ્હને ફરીથી પ્રાપ્ત કરવા ન ચાહ્યું, કેમ ફરી એક દિવસ પણ મુલાકાત ન કરી–કેવળ એટલુંજ જો જાણવા પામી હોત તો– ?"

સાસરે ગઇ. વિવાહ પછીની સર્વ વિધિઓ પુરી થઈ. અર્થાત હું મ્હારા સ્વામીની ધર્મપત્નીના પદ ઉપર પૂર્ણ રીતે આરૂઢ થઇ ગઇ.

જોયું, સ્વામી તરફ બીજ કેવળ મ્હને એકલીને નથી. આખું ઘર મ્હારા જ દલમાં છે. શ્વસુરજી નથી. સાસુ સાવકા છે. ત્હેને પોતાના પેટના બે પુત્ર છે. તે પોતાના બન્ને છોકરા, એક વહુ અને વિધવા છોકરીને લીધે જ મસ્ત છે.—તે ત્હેમની દેખરેખ અને સંભાળમાં લાગેલી રહે છે.

આટલા દિવસ સુધી સાસુજી, બે ખટકે, કોઈ પણ આપત્તિ સીવાય પોતાનો ઘરસંસાર ચલાવી રહી હતી. એકાએક સત્તર–અઢાર વર્ષની ઉમ્મર લાયક વહુનું આગમન જોઇ ત્હેનું મન સશસ્ત્ર અને સજગ બની ગયું. કિન્તુ મ્હોંઢેથી કહ્યું:—" ત્હે તો મ્હારો જીવ બચાવ્યો વહુ ! ત્હારા હાથમાં ઘરની લગામ સોંપી હવે હું બે ઘડી બેસી ભગવાનનું નામ લઇ શકીશ. ઘનશ્યામને મ્હારા પેટના છોકરાં કરતાં વધારે સમજું છું. તે જીવતો હશે તો આ ઘરને સઘળું છે એમ સમજી કામ કરજે, વહુ ! બીજું કંઇ હું નથી ચાહતી."

ત્હેમણે તેમની ફરજ બજાવી; મ્હેં પણ મ્હારા કર્તવ્યનું પાલન કરી દીધું, કહ્યું–" ઠીક." પરંતુ જેવી રીતે અખાડામાં ઉતરી પહેલ-વાન તાલ ઠોકે છે તેવો જ આ જવાબ હતો. ઇશારાથી એટલું જ કહેવાનું હતું કે દાવપેચ અમે બન્ને જાણીયે છીયે.

કિન્તુ એ એક અદ્દભુત વાત છે કે સ્ત્રી સ્ત્રીને જલદી ઓળખી લે છે. સાસુને ઓળખી લેવામાં જેવી રીતે મ્હને વાર ન લાગી તેવી જ રીતે ત્હેમને પણ એ જ દિવસમાં મ્હને ઓળખી લેવામાં વાર ન લાગી. ત્હેમણે બરાબર જાણી લીધું કે સ્વામીના ખાવા–પીવાના, સુવા

બેસવાના; ખર્ચખુટણ વિગેરેના પ્રસંગને લઇને વારે ઘડીયે લડવા ઝઘડવાનો નતો મ્હને ઉત્સાહ છે અને નતો પ્રવૃત્તિ.

સ્ત્રી જાતિની યુક્તિઓમાં જેટલાં દિવ્ય અસ્ત્ર ભરેલાં છે, તેમાં 'છુપાઇને વાત સાંભળવી' એ બ્રહ્માસ્ત્ર છે. સંયોગ મળતાં આ અસ્ત્રનો પ્રયોગ કરવામાં મા–દિકરી, સાસુ–વહુ, નણંદ–ભોજાઈ, કોઈ પણ કશોયે ખ્યાલ કરતાં નથી. હું બરાબર જાણુતી કે હું સ્વામીના પલંગ ઉપર ન સુતાં ખંડની ફરસ ઉપર ચટાઈ બીછાવી પડી રહેતી એ સુસંવાદ મ્હારી સાસુથી છુપો ન હોતો.

પહેલાં હું વિચારતી કે નરેન્દ્રને બદલે અન્ય કોઈની અર્ધાંગિના બનતા પહેલાં મ્હારી છાતી તે દિવસે ફાટી જશે, પરંતુ હવે જણાય છે કે એ મ્હારો ભ્રમ હતો. હૃદય ફાટી જવાનું યા ટુકડા થઇ જવાનું કોઈ પણ લક્ષણ મ્હને ન જણાયું. કિન્તું એવું હોવા છતાં પણ સ્વામી સાથે એક શય્યા ઉપર શયન કરવાની કોઈ રીતે પ્રવૃત્તિ ન થઇ.

જોયું, મ્હારા સ્વામી એક અદ્ભુત પ્રકૃતિના મનુષ્ય છે. કેટલાક દિવસો સુધી તો ત્હેમણે મ્હારા આ આચરણ સંબંધી એક શબ્દ પણ ન કહ્યો.

છતાં મનમાં ક્રોધ અગર અભિમાન થયું હોય એમ પણ ન હોતું. કેવળ એકજ દિવસ જરાક હસીને ત્હેમણે કહ્યું—"ખડમાં બીજો એક પલંગ નાખી બિછાનું મોટું કરી શું તું સુઈ ન શકે?"

મ્હેં કહ્યું—"જરૂર શી છે? મ્હને આમ સુઈ રહેવામાં કંઇ કષ્ટ થતું નથી."

ત્હેમણે કહ્યું—"કષ્ટ ન થાય, પરંતુ સંભવ છે કે તબીયત બગડી આવે."

મ્હેં કહ્યું—"તમને જો મ્હારી તબીયત ખરાબ થવાનો એટલો ભય લાગતો હોય તો મ્હારી સુવાની વ્યવસ્થા અન્ય સ્થળે ન કરી શકો?"

ત્હેમણે કહ્યું—"એવું કદિ થઈ શકે? એમ કરવાથી કેટલીયે જાતની અપ્રિય ચર્ચા જન્મે."

મ્હેં કહ્યું—"ભલે, ત્હેની હું પરવા કરતી નથી."

તે થોડી વાર મ્હારા મ્હોં સામું તાકી રહ્યા. પછી કહ્યું—" શું હારી આટલી હિંમત સદાયે ટકી રહેશે ?"

એમ કહી જરા હસી તે પોતાને કામે ચાલ્યા ગયા.

મ્હારા વચલા દિયર ચાલીસ રૂપીઆના માસિક પગારથી કંઇ નોકરી કરતા હતા. પરંતુ ઘર ખર્ચમાં એક પાઇ પણ આપતા ન હોતા. તે છતાં પણ ત્હેમના ઑફિસ જવાના ટાઇમે ભોજન–સામગ્રિ, ઑફિસથી પાછા ફરે ત્યારે હાથ–મ્હોં ધોવાનું પાણી અને ટુવાલ, જળ પાનનો સામાન, પાન–તંબાકુ વિગેરે તૈયાર રાખવાને ઘરનાં સર્વ જણ વ્યગ્ર રહેતાં. હું ઘણી વાર જોતી કે મ્હારા સ્વામી અને દિયર સાથે ઘેર આવતા પણ ઘરનાં સર્વ માણસો દિયરની જ ખાતર બરદાસ્તમાં લાગેલાં રહેતાં. એટલે સુધી કે ઘરના નોકર ચાકર પણ ત્હેમને પ્રસન્ન કરવાને અહીં તહીં દોડા દોડી કરી મૂકતા. દિયરજીના કોઈ પણ કામમાં એક મીનીટની ઢીલ અગર કોઈ અડચણ થતાં જાણે પૃથ્વી રસાતાળ જશે એવો ભાવ સર્વ બતાવતાં. કિન્તુ મ્હારા સ્વામી તરફ કોઇનુંયે ધ્યાન ન હોતું. એક લોટા પાણી માટે તે કલાકો સુધી ઉભા રહેતા. પરંતુ ત્હેમની તરફ કોઈ લક્ષ આપતું નહિ આ લોકોની સુખ–સુવિધાને માટે તે દિવસ રાત મહેનત કરી મરતા. ગાડીનો ઘોડો પણ ઘણીવાર વિદ્રોહ કરી બગડી ઉઠે છે. પરંતુ મ્હારા સ્વામી કોઇ રીતે કોઈ પણ કામમાં થાકતા નહિ—ત્હેમને કોઇ પણ દુઃખ યા કષ્ટ પીડા કરી શકતું નહિ. આટલા શાન્ત, આવા ધીર, આટલા મહાન પરિશ્રમી મનુષ્ય પહેલાં મ્હેં કદિ જોયા નથી. ખરેખર આંખે જોયેલું છે એટલે લખી રહી છું. પરંતુ કદાચ તેમ ન હોત અને એવું સાંભળ્યું હોત તો વિશ્વાસ ન આવત કે દુનિયામાં આવા પણ ભલા માણસ પડયા છે. ત્હેમના મુખ ઉપર હાસ્યની રેખા હમેશાં ખાઇ આવતી. સર્વ વાતમાં કહી ઉઠતા કે—" બસ, બસ, એટલામાં જ મ્હારૂં કામ પતી જશે."

સ્વામી તરફ મ્હને માયા મમતા તો હતી જ નહિ બલ્કે વિતૃષ્ણા યા નફરતનો જ ભાવ હતો. પરંતુ આવા એક સીધા–સાદા ભલા મનુષ્ય ઉપર ઘર ભરનાં માણસોને આટલો અન્યાય, આટલી અવહેલના કરતાં જોઇ, મ્હારા શરીરમાં જાણે આગ સળગી ઉઠતી.

ઘરમાં ગાયો કંઇ ઓછું દુધ નહોતી દેતી. પરંતુ ત્હેમને કોઇ વાર થોડું અપાતું તો કોઈ વાર દુધ વગર જ થાળી પીરસાતી. એક દિવસ મ્હારાથી સહન ન થયું અને હું કંઇ કહી બેઠી હોત, પરંતુ મ્હને એ ખ્યાલ આવ્યો કે કદાચ સ્વામીનો પક્ષ લઇ બોલીશ તો આ લોકો મ્હને કેવી બેશરમ ધારશે ? વળી આ બધાં ત્હેમનાં પોતાનાં જ માણસ હોવા છતાં પણ ત્હેમની તરફ દયા–માયા–મમતાનો વ્યવહાર કરતાં નથી, એથી મ્હારા મનને આટલું દર્દ કેમ થાય છે ? હું કોણ ?

પાંચ છ દિવસ પછી એક દિવસે રસોડામાં દિયરજી માટે ચહા તૈયાર થઇ રહી હતી, તે વખતે સ્વામીનો અવાજ સંભળાયો. ત્હેમને સ્હવારે બહાર જવાનું હતું અને પાછા ફરતાં વાર થાય તેમ હોવાથી ત્હેમણે માને બોલાવી કહ્યું—" કંઈ ખાઇને જાઉં તો ઠીક મા, કંઇ ખાવા કરવાનું છે ? "

મા એ કહ્યું—" તું એ ઠીક છે ઘનસ્યામ ! આટલું વ્હેલું ખાવાનું ક્યાંથી લાવું ? "

સ્વામી એ કહ્યું—" ઠીક, તો રહેવા દ્યો, આવીને જ ખાઇ લઇશ. " એમ કહી તે ચાલ્યા ગયા.

તે દિવસે હું મ્હારી જાતને સંભાળી શકી નહિ. હું જાણતી હતી કે અમ્હારા મહોલ્લા વાળા બોઝ–પરિવારને ત્યાંથી સંદેશ–રસ ગુલ્લાં વિગેરે મીઠાઈ વહેંચવામાં આવી હતી. કાલ:રાતે જ અમ્હારા ત્યાં પણ આવી હતી.

સાસુ અંદર આવી એટલે મ્હેં કહ્યું—" કાલનું કંઇ ખાવાનું ન હોતું મા ?

જાણે આકાશમાંથી એકદમ પડી હોય તેમ તે બોલી—" કાલે બજારમાંથી ખાવાનું કોણ લાવ્યું હતું વહુ ? "

મ્હેં કહ્યું—" બોઝ—પરિવાર ને ત્યાંથી મીઠાઇ આવી હતી ને ? "

ત્હેણે કહ્યું—" તે કેટલી હતી કે આજ સવાર સુધી પહોંચે ? તે તો કાલેજ ખતમ થઈ ગઈ. "

મ્હેં કહ્યું—"તો પછી, ઘરમાંથી ખાવાનું ન બનાવી શકાત મા ?"

ત્હેણે કહ્યું—" ઠીક તો વહુ, ત્હેં કેમ ન બનાવ્યું ? આ બધું તું બેઠી બેઠી સાંભળી તો રહી હતી."

હું ચુપ થઇ ગઈ. મ્હારે કહેવાનું જ શું હતું? સ્વામી પ્રતિ મ્હારો કેટલો પ્રેમ હતો, કેટલું આકર્ષણ હતું, એ તો ઘરમાં કોઇથી છુપું નહોતું."

ચુપ જરૂર થઇ ગઇ પણ અંદરને અંદર મ્હારૂં મન બળવા લાગ્યું. બપોરના સાસુએ મ્હને બોલાવી કહ્યું—" ચાલ ખાઇ લે, થાળી પીરસી છે."

મ્હેં કહ્યું—" હું અત્યારે નહિ ખાઉં. ત્હમે સહુ ખાઇ લ્યો."

મ્હારો આજનો બદલાયેલો માનસિક ભાવ સાસુ સારી રીતે સમજી ગઇ હતી. તે બોલી—" કેમ નથી ખાવું ?"

મ્હેં કહ્યું—" અત્યારે ભૂખ નથી."

મ્હારી વચલી દેરાણી ઉમ્મરમાં મ્હારા કરતાં ચાર વરસ લગભગ મોટી હતી. તે રસોડામાંથી બૂમ મારી ઉઠી–" જેઠજી જ્યાં સુધી નહિ ખાય ત્યાં સુધી જણાય છે કે ભાભીજીને આજે ભૂખ નહિં લાગે."

સાસુ એ કહ્યું—" એમ ? ઠીક, આ નવો ઢોંગ કયાંથી શીખી વહુ ?"

સાસુ એ જે કહ્યું હતું તે જુઠું નહોતું. મ્હારે માટે આ ઢોંગ જ હતો. તો પણ જવાબ દીધો.—" એમાં નવી વાત શું છે મા ? ત્હમારા જમાનામાં શું આવો રિવાજ ન હોતો ? ત્હમે શું પુરૂષોના પહેલાં ભોજન કરતાં હતાં ?"

" ઘન શ્યામનાં આટલે દિવસે ભાગ્ય ફર્યાં "—એમ કહી મ્હોં ફેરવી સાસુ રસોડામાં ચાલી ગઈ.

દેરાણીનો અવાજ સંભળાયો. ત્હેણે વાસ્તવમાં મ્હને સંભળાવવા કહ્યું. " હું તો ત્યારે જ કહેતી હતી મા, ઘરડો પોપટ રામ–રામ નહિ ભણે."

ગુસ્સાની મારી મ્હારી રૂમમાં આવી હું પડી, પરંતુ જ્યારે સર્વ પ્રસંગની મનમાં ને મનમાં આલોચના કરી ત્યારે લજ્જાનો પહાડ જાણે

શિર ઉપર ફાટી પડયો. મ્હને એ ખ્યાલ થવા લાગ્યો કે મ્હેં સ્વામી ભૂખ્યા હોવાને કારણે અત્યાર સુધી ખાધું નથી, એ વાત એ પાછા આવે ત્યારે એમને કાને પહોંચશે તો ? તે એમના મનમાં શું ધારશે ? શું કહેશે ? મ્હારા આટલા દિવસના આચરણ સાથે આજનો આ વ્યવહાર એવો વિસદ્દશ, અસંમ્બદ્ધ અને અસંગત હતો કે હું લજ્જાની મારી જાણે મરી જતી હતી. પરંતુ મ્હારા જીવમાં જીવ આવ્યો; સ્વામી પાછા આવ્યા ત્યારે કોઇએ આ પ્રસંગ ત્હેમની આગળ છેડયો નહિં.

સાચેજ મ્હારો જીવ બચી ગયો. આ કથન રતિભર પણ મિથ્યા નથી. પરંતુ ઠીક, એક વાત જો હું કહું તો ત્હમે તે ઉપર વિશ્વાસ કરી શકશો ? જો કહું કે તે રાત્રે થાકેલા સ્વામી પલંગ ઉપર પડી ઉંઘી ગયા, અને નીચે પડી પડી જ્યાં સુધી મ્હને ઉંઘ ન આવી ત્યા સુધી મનમાં એમ થવા લાગ્યું કે કોઇ જો એ વાત ત્હેમને કહી દે કે આજે સ્વામી ભૂખ્યા હોવાથી મ્હેં કોઈ રીતે ભોજન કરવાનો સ્વીકાર ન કર્યો અને એને માટે ઝઘડો કરી બેઠી, કિન્તુ મ્હોં બંધ કરી ચુપ ચાપ એ અન્યાય સહન ન કર્યો—તો શું એ વાત ઉપર ત્હમને વિશ્વાસ આવે ? જો ન આવે તો હું ત્હમને કાંઇ દોષ નહિં દઉં, જો વિશ્વાસ આવે તો હું મ્હારૂં મ્હોટું ભાગ્ય સમજીશ.

આજ મ્હારે માટે વિશ્વ–બ્રહ્માંડમાં મ્હારા સ્વામીથી વધારે અન્ય કોઇ ચીજ નથી. હું ત્હેમનું નામ લઈ કહું છું કે મનુષ્યના મનની ગતિનો ભેદ જડવો બહુ કઠિન છે. ત્હેનો આભાસ મ્હને તે દિવસે થયો. આટલી મ્હોટી પાપિષ્ટાના મનમાં પણ એવા બે સ્રોત એક સાથ વહેવાનું સ્થાન હોઇ શકે છે એ જોઈ તે સમયે હું સાચે જ અવાક્ રહી ગઈ.

મનમાં ને મનમાં કહેવા લાગી, આ જો એક મ્હોટી લજ્જાની વાત ન હોત તો, હું અત્યારે સ્વામીને ઉંઘમાંથી જગાડી કહી દેત કે કેવળ દુનિયા ભર સાથે નિરાળા ભોળા સાદા માણસ થવાથી કામ નથી ચાલતું. કર્તવ્ય કરતાં શિખવાની પણ જરૂર છે. જે સ્ત્રીની ત્હમે રતિભર પણ ખબર નથી રાખતા, ત્હેણે ત્હમારે માટે શું કર્યું છે, એ એક વાર આંખો ઉઘાડી જુઓ. પરંતુ હાય રે ફૂટયા નશીબ ! મુજ અભાગીની સ્પર્ધાનો આદિ–અંત કંઇ નથી બનાવ્યો ભગવાન્ ! ?

કહી નથી શકતી, ગરમીથી અગર શાથી પણ આજ કેટલ
દિવસોથી મ્હારા શિરમાં પીડા થયા કરતી હતી. પાંચ છ દિવ
બાદ મોડી રાત સુધી અસ્વસ્થ રહી જરા સુઇ ગઈ હતી. ઉંઘ
જણાયું કે કોઇ પાસે બેઠું બેઠું પંખો હલાવી રહ્યું છે. એક વ
શરીરને પંખો લાગવાથી આંખ ખુલી ગઇ. ઘરમાં દીવો બળતો હ
—જોયું, સ્વામી બેઠા બેઠા પંખો નાખી રહ્યા હતા.

રાત્રે જાગી બેઠા બેઠા પંખો નાખી મ્હને ઉંઘાડવાની ચેષ્ટા ક
રહ્યા હતા. મ્હેં ઝટ પંખો પકડી કહ્યું—"આ શું કરી રહ્યા છો'

ત્હેમણે કહ્યું—"બોલીશ નહિ ઉંઘી જા, નહિ તો માથ
દર્દ ઓછું નહિ થાય."

મ્હેં કહ્યું—"તમને કોણે કહ્યું કે મ્હને દર્દ થાય છે?"

ત્હેમણે કહ્યું—"કોઇએ કહ્યું નથી. મ્હને હાથ જોતા આ
છે. કોઈના મસ્તિષ્કમાં દર્દ થતું હોય તો મ્હને તેની ખબર પડે છે.

મ્હેં કહ્યું—"ત્યારે તો પહેલાંથી જ ખબર પડી હશે. માથ
દર્દ કાંઈ મ્હને આજે જ નથી થયું."

જરા હસતાં ત્હેમણે જવાબ આપ્યો—"મ્હને ક્યારનીયે ખ
છે. પરંતુ હવે તું સુઇ જા. વધુ વાત ન કર."

મ્હેં કહ્યું—"હવે પીડા નથી થતી. એટલે નહિ ઉંઘું."

ત્હેમણે કહ્યું—"ઠીક તો ઉભી રહે. ત્હારા માથે દવા લગા

એમ કહી તે ઉઠ્યા અને કોણ જાણે કંઈ દવા લાવી
ધીરે મ્હારા માથા ઉપર માલીસ કરવા લાગ્યા. મ્હેં જાણી જો
તેમ કરતાં વાંધો લીધો નહિ. પરંતુ અજાણ્યે મ્હારો જમણો હ
ત્હેમની ગોદમાં પહોંચી ગયો અને ત્હેમણે ત્હેને પોતાના એક હાથ
પકડી રાખ્યો. મ્હેં મ્હારો હાથ પાછો ખેંચી લેવાને જોર પણ
પરંતુ ન જાણે તે જોર આપોઆપ ક્યાં ઉડી ગયું? તોફાની છો
રાને મા જ્યારે ગોદમાં પકડી લઈ જબરજસ્તીયે અટક
રાખે છે, ત્યારે બહારથી જોનારને કંઈક અત્યાચાર લાગે
પરંતુ એ અત્યાચારમાં પડી ઉંઘી જવામાં છોકરાને કંઈ
નથી લાગતી.

બહારના લોકો ગમે તે કહે, પરંતુ છોકરો જાણે છે કે એ માની ગોદ જ ત્હેને માટે સર્વથી અધિક નિરાપદ સ્થાન છે. મ્હારા જડ માંસ પિંડ હાથને પણ કદાચ એ જ્ઞાન ઉપલબ્ધ હતું. નહિ તો ત્હેને કેવી રીતે માલુમ પડ્યું કે ત્હેને નિશ્ચિન્ત અને નિર્ભય રહી પડી રહેવાનું આવું આશ્રય સ્થળ અન્ય નથી !

તે બાદ ને ધીમે ધીમે મ્હારા મસ્તકમાં હાથ ફેરવવા લાગ્યા. હું ચુપ ચાપ પડી જ રહી. એથી અધિક હવે હું નહિં કહું. એ મ્હારી પ્રથમ રાત્રિની આનંદ સ્મૃતિ છે–તે મ્હારી, કેવળ મ્હારી જ ભલે રહે !

કિન્તુ હું તો જાણતી હતી કે પ્રેમ યા પ્યારને લગતું જે કંઇ શીખવાનું હોય છે તે સર્વ શીખી–પ્રેમનો પાઠ સમાપ્ત કરી–હું સાસરે આવી છું. પરંતુ મ્હારૂં તે શીખવું જમીન પર પડી હાથ પગ ચલાવી તરતાં શીખવા સમાન હાનિકર અને ભ્રાન્ત શિક્ષા હતી. આ સીધી સરખી વાત જો કંઈ તે દિવસે મ્હારી સમજમાં આવી હોત ! સ્વામીની ગોદ ઉપર સ્થિત મ્હારો હાથ, તે વાતને મ્હારા હૃદયની અંદર પહોંચાડવાની ચેષ્ટા કરી રહ્યો હતો. પરંતુ એ વાત મ્હારા ધ્યાનમાં એ દિવસે આવી જ નહિ. અગર જો તે દિવસે એ વાત સમજવા પામી હોત તો !

સવારે આંખ ખુલી અને જોયું તો સ્વામી નહોતા. કોણ જાણે ક્યારે એ ઉઠી ચાલ્યા ગયા હતા. એકાએક ખ્યાલ આવ્યો કદાચ રાત્રે મ્હેં સ્વપ્ન તો નથી જોયું ? પરંતુ જોયું તો ઓશીકા આગળ દવાની શીશી પડેલી હતી. મનમાં ન જાણે કેવોય ખ્યાલ આવ્યો કે મ્હેં શીશીને ઉચકી વારંવાર માથે લગાવી અને પછી અભરાઇએ મૂકી બહાર નીકળી.

સાસુજી તે દિવસથી મ્હારા ઉપર કડક નજર રાખતાં તે મ્હારાથી છુપું નહોતું. મ્હેં પણ હવે વિચાર્યું હતું કે આ બધા જંજાળ પડે ધરામાં, હવે હું કદિ કોઇ વાતમાં ડખલ નહિં કરૂં. વળી મ્હને આવ્યે પણ થોડા દિવસ થયા હતા તેમાં ખાવા પાવાની વાતમાં ઝઘડો કરવો એ ઠીક કહેવાય–લોકો સાંભળે તો શું કહે ?

કિન્તુ આથી મ્હારા મનમાં ડાઘ પડી ગયો હતો. ક્યારે હું ત્હેમના ખાવા પીવાની દેખરેખને માટે મનમાં ને મનમાં ઉત્સુક થઇ ઉઠતી, તે હું પણ ખુદ નહોતી જાણતી. બે દિવસે આ વાતને નહોતા થયા ને વળી એક દિવસે સાસુ સાથે એજ વાત માટે ઝઘડો કરી બેઠી.

મ્હારા સ્વામીના કોઈ મિત્ર તે દિવસે સવારે એક ઘણી મોટી રોહુ માછલી મોકલી હતી. તલાવે ન્હાવા જતી હતી ત્યાં જોયું તો બેઠકમાં ઘરનાં બધાં માણસો એકઠાં થયાં હતાં. પાસે આવી હું પણ ઉભી રહી. માછલી કપાતી હતી. દેરાણી શાક સમારતી હતી. સાસુ કહી રહી હતી, આ માછલીના સેરવામાં શાક નાખીશું વિગેરે સર્વ સામાન માછલીમાં નાખવાનો બતાવી રહી હતી. આજે એકાદશી હતી. સાસુ અને તેમની વિધવા પુત્રીને આજે કંઇ ખાવાનું હતું જ નહિ. પરંતુ મ્હારા સ્વામી માટે ભોજનની કાંઇ પણ તૈયારી મ્હેં જોઇ નહિ. તે વૈષ્ણવ હતા. એટલે માછલી–માંસને અડકતા પણ નહિં. જરા દાળ, જરા શાક, ભાજી અને થોડી ચટણીથી જ ત્હેમનું ભોજન સુસમ્પન્ન થઈ જતું. પરંતુ સારૂં સારૂં ખાવાનો ત્હેમને પણ શોખ હતો. કોઇ દિવસે જો કંઇ સારૂં શાક બનતું તો ત્હેમને અત્યંત પ્રસન્નતા થતી એ હું મ્હારી આંખે જોઈ ચૂકી હતી.

મ્હેં કહ્યું—"એમને માટે શું થશે મા ?"

સાસુએ કહ્યું—"આજે બીજો ક્યાં વખત છે વહુ ! ત્હેને માટે બટાટા કારેલાનું શાક, ભાત સાથે કરવાનું કહી દીધું છે. થોડું દુધ અપાશે."

મ્હેં કહ્યું—"વખત કેમ નથી ?"

સાસુ ખીજાઇ બોલી—"જુએ છે તો ખરી, આ માછલીનો મશાલો બનાવતાં જ દશ અગીઆર વાગી જશે. આજે મ્હારા અખીલ (સૌદામિનીનો વચલો દીયર) ના બેચાર મિત્રોની મીજબાની છે. તે બધા ઑફિસરો છે. દશ વાગતાની અંદર જો ખાવાનું તૈયાર ન થાય તો પછી પિત્તનો પ્રકોપ થવાથી ત્હેમનું આખા દિવસનું ખાવાનું બગડે. આટલી બધી રસોઈ બનાવ્યા બાદ જો નિરામિષ

ભોજન બનાવવું પડે તો રસોઇ કરનાર રસોઇયણ જીવે કે મરી જાય? હેનો પણ જીવ છે વહુ! હેની તકલીફનો પણ ખ્યાલ કરવો જોઇએ."

ક્રોધથી મ્હારા શરીરમાંથી જાણે જવાળા નીકળવા લાગી છતાં ગમે તેમ કરી સંભાળી બોલી–"બટાટાના શાકથી વળી પેટ ભરાતું હશે મા? થોડી દાળ બનાવી લેવાનો પણ વખત ન મળે?"

હેમણે મ્હારી તરફ ક્રોધભરી દૃષ્ટિ નાખી કહ્યું–"હારી સાથે હું વાદવિવાદ નથી કરી શકતી. મ્હારે ઘણુંયે કામ છે."

અત્યાર સુધી હું મ્હારો ક્રોધ દબાવી રહી હતી. પરંતુ હવે વધુ ન દબાવી શકી. કહી નાખ્યું–"કામ તો સર્વને હોય છે મા! એ ત્રીસ રૂપીઆ માસિકની કારકુની નથી કરતા એટલે તમે લોકો હેમની અવહેલના કરી શકો છો. પરંતુ હું તેમ ન કરી શકું. હું કેવળ બટાટાના શાક સાથે હેમને કદિ નહિ ખાવા દઉં. રસોઇયણ ન બનાવી શકે તો હું મ્હારી જાતે રસોઇ બનાવવાને જાઉં છું."

સાસુ કેટલીક વાર ગુસ્સામાં આવી, મ્હારી તરફ તાકી રહી પછી બોલી–"તું તો હજુ કાલે જ ચાલી આવી છે વહુ! આટલા દિવસ તે કેવી રીતે ખાતો–પીતો હશે ભલા?"

મ્હેં કહ્યું––"હેની શોધ કરવાની મ્હને જરૂર નથી. પરંતુ કાલે ચાલી આવી છું એટલે હું કાંઇ દૂધ પીતી બાળકી નથી મા! હવેથી હું આવું નહિ થવા દઉં."

તે પછી રસોડામાં જઇ રસોયણને કહ્યું–"બડા બાબુને માટે નિરામિષ દાળ, શાક અને અમ્બલ બનશે. તું ન બનાવી શકે તો મ્હને એક ચૂલો અલગ કરી દે."

એટલું કહી, કોઇ પણ દાખલા કે દલીલની અપેક્ષા ન કરી હું ન્હાવા ચાલી ગઇ.

સ્વામીનું બિછાનું હું રોજ મ્હારે હાથે બિછાવતી હતી. તે સફેદ ધોયેલા બિછાના ઉપર સુઈ રહેવાને માટે અંદરને અંદર મ્હારા મનમાં એક પ્રકારનો લોભ પેદા થઇ રહ્યો હતો. એકાએક આટલા દિવસ બાદ આજ બિછાનું બિછાવતા વખતે એ લોભનો

આભાસ મનમાં થવાથી, હું જાણે મ્હારી આગળ જ શરમની મારી મરી ગઈ.

તે આવ્યા ત્યારે ઘડીઆળમાં બાર વાગ્યા હતા. હું આટલી રાત સુધી જાગતી રહી, બેઠી બેઠી ચોપડી વાંચી રહી હતી, એ વાત એમના પદ શબ્દે એટલી સ્પષ્ટ રીતે મ્હારા કાનમાં કહી દીધી કે લજ્જાની મારી શિર ઉંચું કરી હું ત્હેમના સામું પણ જોઇ ન શકી.

સ્વામીએ કહ્યું—" આજે હજી સુધી સુઈ નથી રહી ?"

મ્હેં ચોપડીમાંથી મ્હોં ઉંચું કરી ઘડીઆળ તરફ જોતાં જાણે સાચે જ ચમકી કહ્યું-" અરે ! બાર વાગ્યા ?"

કિન્તુ જો કોઇએ જોયું હોત તો તે જરૂર દેખત કે હું પાંચ પાંચ મીનીટે ઘડીઆળ જોતી હતી.

સ્વામીએ પલંગ ઉપર બેસી જરા હસીને કહ્યું-" આજ વળી શું તોફાન ઉભું કર્યું હતું ?"

મ્હેં કહ્યું—" ત્હમને કોણે કહ્યું ?"

ત્હેમણે કહ્યું—" તે દિવસે તો કહી ચૂક્યો છું કે મ્હને હાથ જોતાં આવડે છે."

મ્હેં કહ્યું—" ત્હમે જાણ્યું તે ઠીક જ થયું. ત્હમને વાત કરી ત્હેનું નામ તો ન બતાવો, પરંતુ એટલું તો કહો કે ત્હેમણે મ્હારા ઉપર શા શા દોષ મૂક્યા છે ?"

ત્હેમણે કહ્યું—" કોઇએ ત્હારા ઉપર દોષ નથી મૂક્યો; હું મૂકું છું. ઠીક, હું પુછું છું કે આટલી ન્હાની બાબતમાં ત્હને આટલો ક્રોધ કેમ ચઢી આવે છે ?"

મ્હેં કહ્યું—" ન્હાની બાબત ? ત્હમે શું ધારો છો કે ત્હમારા લોકોના ન્યાય-અન્યાયના ફેંસલા ઉપર સર્વ લોક દરેક વાતે વિશ્વાસ મૂકે ? હું કહું છું કે, જે ત્હમે દોષ મ્હારી ઉપર મૂકી રહ્યા છો; તે આ અત્યાચાર જો ત્હમે જોયો હોત તો અવશ્ય ક્રોધ કરત."

તે ફરી જરા હસી બોલ્યા—" હું વૈષ્ણવ છું; મ્હારે તો મ્હારા ઉપર અત્યાચાર થતા જોવા છતાં પણ ક્રોધ કરવો જોઇએ નહિ. અમ્હારા ચૈતન્ય પ્રભૂએતો વૃક્ષની જેમ સહનશીલ થવાની આજ્ઞા કરી છે અને ત્હારે પણ હવે તેમ જ થવું પડશે."

મ્હેં કહ્યું—“ કેમ ? મ્હારો કાંઈ અપરાધ ? ”

ત્હેમણે કહ્યું–“ત્હારો અપરાધ એટલો જ કે તું વૈષ્ણવની સ્ત્રી છે.”

મ્હેં કહ્યું—“ એ ઠીક છે; પરંતુ ઝાડની જેમ જડભરત રહી અન્યાય સહન કરી લેવો એ મ્હારૂં કામ નથી. મ્હારાથી એ નહિં થઈ શકે. પછી ચાહે તે કોઇ પણ મહા પ્રભુની આજ્ઞા યા ઉપદેશ કેમ ન હોય ? તે સિવાય જે ભગવાનને પણ નથી માનતું ત્હેને માટે વળી મહાપ્રભૂ કોણ ? ”

સ્વામી એકાએક જાણે ચમકી ઉઠયા—બોલ્યા–“ કોણ નથી માનતું. ? તૂં ? ”

મ્હેં કહ્યું—“ હા. હું ”

ત્હેમણે કહ્યું—“ ભગવાનને કેમ નથી માનતી ? ”

મ્હેં કહ્યું—“ ભગવાન્ છે જ નહિં એટલે નથી માનતી–તે મિથ્યા છે એટલે નથી માનતી. ”

મ્હેં લક્ષ્ય કરી જોયું તો મ્હારા સ્વામીનો હસતો ચહેરો મલિન થતો હતો અને મ્હારા ઉપરના કથન પછી તો ત્હેમના મુખ ઉપર એકદમ અંધકાર છવાઇ ગયો. થોડીવાર ચૂપ રહી ત્હેમણે કહ્યું— “ ત્હારા મામા પણ પોતાને નાસ્તિક કહેતા હતા–”

મ્હેં વચ્ચે જ ભૂલ સુધારતાં કહ્યું—“ તે પોતાને નાસ્તિક નહીં, Agnostic કહેતા હતા. ”

સ્વામીએ વિસ્મિત થઇ કહ્યું—“ એ વળી કયો મત છે ? ”

મ્હેં કહ્યું—“ agnostic લોકો તે છે કે જે ઇશ્વર છે, એમ પણ નથી કહેતા અને ઇશ્વર નથી એમ પણ નથી કહેતા–ત્હેમને ‘ નિરપેક્ષ ’ કહેવા જોઇએ. ”

વાત પૂરીયે થવા નહોતી પામીને સ્વામી વચ્ચે જ બોલી ઉઠયા–“ ખેર, એ આલોચના જવા દે. હવે કોઈ દિવસ મ્હારી સમક્ષ એ વાત જીભ ઉપર ન લાવીશ. ”

તે છતાં પણ હું ચર્ચા કરવા જતી હતી; પરંતુ એકાએક ત્હેમના મુખ સ્હામું જોઇ ચુપ થઇ ગઇ–મ્હારા મ્હોંમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. ભગવાન્ ઉપર તેમનો અચળ વિશ્વાસ હતો એ હું

જાણતી હતી. પરંતુ કોઇ મનુષ્ય કોઇ અન્ય વ્યક્તિના મુખે ભગવાનને ન માનવાની વાત સાંભળી આટલી મહાન્ વ્યથા પામી શકે છે એવી ધારણા સરખી પણ હું નહોતી કરી શકી.

આ વાતની ચર્ચા ઉપાડી મામાની બેઠકમાં મ્હેં સ્વયં મ્હોટી મ્હોટી દલીલો કરી છે અને અન્યને પણ કરતા જોયા છે–ઘણી વખત નારાજ થઇ જતા લોકોને પણ મ્હેં જોયા છે–કિન્તુ આંતરિક વેદના પામી આ રીતે કોઇને વિવર્ણ થઇ જતા મ્હેં નથી જોયા.

મ્હને પોતાને પણ કંઇ ઓછી વ્યથા ન થઈ, પરંતુ કોઇ પ્રકારની ચર્ચામાં ન ઉતરતાં આ રીતે મ્હારૂં મ્હોં બંધ કરી દેવાથી મ્હને જે મ્હારૂં અપમાન લાગ્યું એથી મ્હારૂં મસ્તક નીચે ઝુકી ગયું. હું અત્યારે વિચારૂં છું કે મ્હારા અપમાનનો અન્ત એક એ જ વાત ઉપર તે દિવસે કેમ ન થઈ ગયો ?

જે ચટાઈ બીછાવી હું ખંડમાં નીચે સુઇ રહેતી તે વાળેલી ખંડના એક ખૂણામાં પડી રહેતી. પરંતુ ન જાણે કોણે તે ત્યાંથી ખસેડી હતી. મ્હને ચટાઈ શોધવા છતાં પણ નથી જડતી એ જોઇ એમણે પોતાના બિછાના ઉપરથી એક તળાઇ ઉંચકી કહ્યું–" આજ આના ઉપર સુઈ રહે; આટલી રાતે હવે કયાં ચટાઇ શોધતી ફરીશ."

ત્હેમના કંઠમાં વ્યંગ યા વિદ્રૂપનો અંશ પણ નહોતો. છતાં ત્હેમની આ વાત મ્હારા કલેજામાં જાણે અપમાનની શૂળ બની પેસી ગઈ. દરરોજ તો હું નીચે જ સુઈ રહું છું. નજીવી એક ચટાઈ બિછાવી કોઇ રીતે રાત ગાળવી એ મ્હારે માટે મોટા ગર્વની વાત હતી. પરંતુ સ્વામીની એક ન્હાની સરખી ઉક્તિથી આજે મ્હારો તે ગર્વ આટલી મ્હોટી લાંછનાના રૂપમાં ફેરવાઇ જશે એ કોણે વિચાર્યું હતું ?

અન્યત્ર સુવાનો સામાન, સ્વામીના હાથમાંથી જ હાથ લાંબો કરી લઈ લીધો, કિન્તુ તેને બીછાવી તે ઉપર સુઈ રહેતાં આંસુઓનો ધોધ વહેવા લાગ્યો. મ્હારા રડવાનો અવાજ ત્હેમણે સાંભળ્યો હતો કે નહિં હું નથી જાણતી. સવાર થતાં ન થતાં હું બિછાનું વાળી ખંડમાંથી જતા રહેવાની કોશીશ કરતી હતી ત્યાં ત્હેમણે બોલાવી કહ્યું–
" આજે કંઈ બહુ વહેલી ઉઠી ? "

મ્હેં કહ્યું—" આંખ ખુલી ગઇ એટલે બહાર જાઉં છું."

ત્હેમણે કહ્યું—" ઠીક, એક વાત સાંભળીશ ?"

મ્હારૂં હૃદય ક્રોધ અને અભિમાનથી ભરાઇ ગયું, કહ્યું—"ત્હમારી વાત કેમ હું નથી સાંભળતી ?"

મ્હારા મ્હોં સામું જોઈ જરા હસી ત્હેમણે કહ્યું—" સારૂં, જરા નજીક તો આવ એટલે કહું."

મ્હેં કહ્યું—" હું કંઈ બહેરી થોડી છું. અહીં ઉભી ઉભી સાંભળી શકીશ–કહો."

" નહિં સાંભળી શકો, અરે ! નહિં સાંભળી શકો "–એમ કહી એકાએક નીચા નમી ત્હેમણે મ્હારો હાથ પકડી લીધો. મ્હેં જોર કરી છોડાવવા પ્રયત્ન કર્યો પરંતુ તેમાં હું વળી કયારે સફળ થઈ છું ? ત્હેમણે મ્હને એકદમ પોતાની છાતીની પાસે ખેંચી લાવી જબરજસ્તીએ હાથથી મ્હારૂં મ્હોં ઉંચું કરી કહ્યુ—" જે લોકો ભગવાનને માને છે તે શું ચાહે છે, જાણે છે ? તે કહે છે કે સ્વામીની પાસે કદાપિ અસત્ય બોલવું ન જોઇએ."

મ્હેં કહ્યું—" પરંતુ જે લોકો ભગવાનને નથી માનતા તે કહે છે કે કોઈની પણ આગળ અસત્ય ન બોલવું જોઇએ."

ત્હેમણે હસી કહ્યું—" એમ ! તો પછી કાલે આટલું ભારે અસત્ય તું જીભ ઉપર કેમ લાવી શકી ? એમ કેમ કહ્યું કે તું ભગવાનને નથી માનતી ?"

એકાએક મ્હને જણાયું કે આટલી આશા કરી કદાચ કોઇએ કોઈની સાથે વાત નહિં કરી હોય. આથી ભગવાનને ન માનવાની વાત મ્હોંમાં જ અટકી પડી. કિન્તુ તો પણ આ અહંકાર ન ગયો—કહી નાખ્યું—" ભગવાનને માનું છું, એમ કહેવાથી કંઇ ઓછું સત્ય બોલી એમ કહેવાય ? ખેર, મ્હને કેમ રોકી રાખી છે ? બીજું કંઈ કહેવું છે ?"

ત્હેમણે મુખ મલિન કરી કહ્યું—" હા, બીજું એ કે આજે જઈ માની માફી માગી લેજે."

ક્રોધથી મ્હારૂં શરીર સળગી ઉઠયું–મ્હેં કહ્યું—" માફી માગવા

એ શું છોકરાંનો ખેલ છે, અગર ત્હેનો કંઇ અર્થ પણ છે ?"

**સ્વામીએ** કહ્યું--" ત્હેનો અર્થ એટલો જ કે એ ત્હારૂં કર્તવ્ય છે-ધર્મ છે."

**મ્હેં** કહ્યું—" ત્હમારા ભગવાન કદાચ એમ કહેતા હશે કે જે નિર્દોષ-નિરપરાધ છે તે જ ઉલટું અપરાધીની પાસે ક્ષમા માગી કર્તવ્ય પાલન કરે ?"

**સ્વામીએ** મ્હને છોડી દીધી અને ક્ષણભર ચુપચાપ મ્હારા મુખ સામું જોઇ રહ્યા. પછી ધીરેથી કહ્યું—" ભગવાનનું નામ લઇ મશ્કરી ન કરવી જોઇએ-એ વાત હવેથી યાદ રાખજે-તે બાબત ત્હને ફરીથી ચેતાવવી ન પડે. હું ચર્ચા કરવી પસંદ કરતો નથી. માતા સમક્ષ ક્ષમા પ્રાર્થના ન કરી શકે તો ત્હેમની સાથે હવે પછીથી ઝઘડા ન કરીશ."

**મ્હેં** કહ્યું—" કેમ ? કંઈ કારણ ?"

**ત્હેમણે** કહ્યું—" નહિં. મના કરવી એ મ્હારૂં કર્તવ્ય છે, એથી મના કરી."

**એમ** કહી તે બ્હાર જવાને માટે ઉભા થયા. મ્હારાથી હવે વધુ સહન ન થઇ શક્યું. મ્હેં કહ્યું-" ત્હમારા લોકોનું કર્તવ્ય જ્ઞાન આટલું અધિક છે તો શું અન્ય કોઇને પોતાના કર્તવ્યનું થોડું યે જ્ઞાન નહિં હોય ? હું પણ મનુષ્ય છું, ઘરમાં મ્હારૂં પણ કંઇ કર્તવ્ય તો છે! તે જો ત્હમને પસંદ ન પડે તો મ્હને મ્હારા પિયર મોકલી દ્યો. અહિં રહેવાથી તો અવશ્ય ઝઘડા થશે, એ હું કહી દઉં છું."

**ત્હેમણે** કહ્યું--" તો જણાય છે કે વડીલ મુરબ્બીઓ સાથે લડવું-ઝઘડવું એ કદાચ ત્હારૂં કર્તવ્ય છે ! ખેર અગર એમ છે તો જે દિવસે ત્હારૂં દિલ ચાહે, તે દિવસે ત્હારા પિયર ચાલી જજે. મ્હને તેમાં કાંઈ અડચણ નથી."

**સ્વામી** એમ કહી ચાલ્યા. હું એકદમ નીચે જ બેસી ગઇ ! મ્હોંમાંથી કેવળ એટલું જ બોલી શકી કે "જેને માટે ચોરી કરી તેજ ચોર કહે છે."

**સવારનો** સમય મ્હારો કેવી રીતે વીત્યો તે હું નથી જાણતી.

કિન્તુ બપોરની વખતે સ્વામીના મ્હોંથી જે વાત મ્હેં સાંભળી તેથી મ્હને બેહદ વિસ્મય થયો.

એ જ્યારે ખાવા બેઠા ત્યારે સાસુજીએ કહ્યું—“ કાલે ત્હને નહોતું કહ્યું ભાઇ ! કે આ વહુની સાથે મ્હારાથી નહિ રહી શકાય. કાલની બીના સાંભળી ? ”

સ્વામીએ કહ્યું—“ હા, સાંભળી છે.”

સાસુએ કહ્યું—“ તો પછી તેનો કાંઈ વ્યવસ્થા કર.”

સ્વામીએ જરા હસીને કહ્યું—“ વ્યવસ્થા કરનારી તો તું છે મા !”

સાસુએ કહ્યું—“ તે હું શું નથી કરી શકું તેમ ? એક દિવસમાં કરી શકું તેમ છું. આટલી મ્હોટી ડાહી છોકરી સાથે ત્હારો વિવાહ કરવાની તો મ્હારી ઇચ્છા પણ નહોતી. ફક્ત—”

સ્વામીએ કહ્યું—“ હવે એ વાત સંભાળવાથી શો લાભ છે મા ! સારી હોય યા ખરાબ, ઘરની વહુને તો તું નહિં છોડી શકે. તે ઇચ્છે છે કે હું જરાસારૂં ખાઉં પીઉં. ઠીક છે તો પછી ત્હેની વ્યવસ્થા ન કરી શકે મા ? ”

સાસુએ કહ્યું—“ ત્હેં તો અવાક્ કરી મૂકી ઘનશ્યામ ! હું શું ભલા ખાવાનું આપતાં નથી જાણતી કે વળી તે આજ કાલની આવી મ્હને શીખવાડશે ? ત્હારો જ વાંક છે ભાઇ ! આટલી મ્હોટી વહુ જે દિવસે ઘરમાં આવી ત્યારે જ મ્હેં તો જાણ્યું હતું કે હવે સંપ નહિં રહે–ચુલા અલગ થયા વગર નહિં રહે. ભાઈ, જો મ્હારાથી કામ ન ચાલે તો હું ભંડારની ચાવી ત્હેને સુપ્રત કરૂં છું. ક્યાં ગઇ મ્હોટી વહુ ! બહાર આવ તો, લે ! આ ચાવી લઈ જા. ”

એમ કહી સાસુએ ચાવીઓનો જુડો રસોડાની બહાર ફેંકયો.

સ્વામીએ પછી એક શબ્દ પણ ન કહ્યો. ચુપચાપ ખાઇ લીધું. ખાઈ બહાર જતી વેળાએ કહેતા ગયા–“ સર્વ સ્ત્રીઓને આ એક જ રોગ છે. કોને શું કહેવું ? ”

મ્હારા હૃદયની અંદર જાણે આનંદની છોળ વાગી. મ્હેં તકરાર કરી હતી એ એમના જાણવામાં આવ્યું–એ વાત સેંકડો વાર મુખે કહી, હજાર રીતે મનમાં તેનો અનુભવ કરવા લાગી. સવારની વાત જાણે ભુલી ગઇ.

અત્યારે કેટલીએ વાર ખ્યાલ આવે છે કે, બચપણમાં મ્હેં કામની કેટલીયે ચોપડીઓ વાંચી હતી, કેટલીયે વાતો હું શીખી હતી કિન્તુ જો એટલું જ શિખવા પામી હોત કે એક નજીવી સરખી વાત સમજાવી ન કહેવાના દોષથી, એક ન્હાની સરખી વાત સ્પષ્ટ રીતે ન કહી શકવાના અપરાધથી—કેટલાએ કુટુંબની શાન્તિનો ભંગ થાય છે. જો એ શિક્ષા મળી હોત તો કદાચ આ કથની લખવાની આવશ્યકતા ન રહેત !

ત્યારે તો વારે વારે કહું છું-- "અરે ઓ અભાગી ! તું આટલું ભણી, આટલું શીખી, પરન્તુ કેવળ એટલું ન શીખી કે કોના માનથી સ્ત્રીનું માન રહે છે ! કોના નિરાદરથી ત્હારા માનનો મહેલ ગંજીફાના પાનાનાં મ્હેલની માફક એકજ ફુંકમાં જમીનદોસ્ત થઈ જાય છે !"

તો પછી ત્હારૂં નશીબ ન ફૂટે તો કોનું ફૂટે ! સંધ્યાકાળ સુધી ખંડની સાંકળ બંધ કરી બેઠી બેઠી શરીર શણગાર્યું ! એ વખત ઉંઘનું બહાનું કહાડી સ્વામીના પલંગના એક ખુણા ઉપર જઇ સુઈ રહી, તો શું ત્હેમની સાથે એક વાર બોલતાં ત્હારૂં ગળું રૂંધાઈ ગયું ? તે ઘરમાં આવી સંકોચવશાત્ અહીં તહીં ફરી જ્યારે બહાર જતા રહ્યા, ત્યારે ત્હેમનો હાથ પકડી લેતાં શું ત્હારા હાથને લકવો થયો ? તે દિવસે તો રાત ભર જમીન ઉપર જ પડી રહી. એક વાર મ્હોંયેથી કેવળ સ્પષ્ટ કહી દેવામાં શું વાંધો નડયો કે ઠીક, ત્હમે ત્હમારા બિછાના ઉપર આવી સુઇ રહો હું નહીં તો મ્હારી ભૂમિ શૈય્યા ઉપર જઇ પડી રહી છું."

દિવસ ચઢે ઉઠી તો જણાયું કે જાણે તાવ આવ્યો છે. ઉઠી બહાર જતી હતી તેવામાં સ્વામીએ પ્રવેશ કર્યો, હું માથું નીચું કરી ત્હેમની પાસે ઉભી રહી. ત્હેમણે કહ્યું—" ત્હારા ગામના નરેન્દ્ર બાબુ આવ્યા છે."

હૃદયમાં આઘાત થયો.

સ્વામી કહેવા લાગ્યા—" તે આપણા નિખિલના કૉલેજ મિત્ર છે. ચિતોરમાં બતકનો શિકાર કરવાને, કલકત્તામાં જ, ન જાણે ક્યારે તે નરેન્દ્રબાબુને આમંત્રણ આપી આવ્યો હતો. એથી તે આવ્યા છે. તું પણ ત્હેમને સારી પેઠે ઓળખે છે કેમ ? "

આહ ! પુરૂષની હિંમતની પણ હદ હોય છે !

માથું હલાવી કહ્યું—“ હા, જાણું છું. ” કિન્તુ ઘૃણા અને લજ્જાએ મ્હારા ખૂરા હાલ કરી મૂકયા. માથાથી તે પગ સુધી મ્હારાં રૂંવે રૂંવાં સળગી ઉઠયાં.

સ્વામીએ કહ્યું—“ ત્હારા પડોશીના આદરયત્નનો ભાર ત્હારે લેવો પડશે. ”

સાંભળી હું ચોંકી ઉઠી. હું ગભરાઇ કે મ્હારૂં તે અસ્વાભાવિક ચોંકી ઉઠવું તે જોઇ ગયા હશે. કિન્તુ ત્હેમની દૃષ્ટિ જ તે તરફ હતી.

બોલ્યા—“ કાલ રાતે જ માને વાયુ થઈ ગયું છે. નિખિલ પણ ઘરમાં નથી. અખિલને પણ પોતાની ઑફિસે જવું છે. ”

મ્હોં નીચું રાખી મ્હેં કહ્યું—“ અને ત્હમે ? ”

ત્હેમણે કહ્યું—“ હું પણ રહી શકું તેમ નથી. ખરીદી માટે રાયગંજ જવાનું છે. ”

મ્હેં કહ્યું—“ ક્યારે પાછા આવશો ? ”

ત્હેમણે કહ્યું—“ કાલ આ વખતે પાછો આવીશ. રાત્રે રોકાવું પડશે. ”

મ્હેં કહ્યું—“ ત્યારે એમ્હને કહી દો કે કંઇ બીજે ઉતરવાની સગવડ કરે. હું વહુ રહી; સાસરામાં ત્હેમની સામે મ્હારાથી ન નીકળાય. ”

સ્વામીએ કહ્યું—“ એમ કદિ થઇ શકે ! હું બધું બરાબર કરતો જઇશ; તું ત્હેમની સામે ન નીકળવા ચાહે તો આડમાં ઉભી રહી ખાવાપીવાની દેખરેખ રાખજે. ”

એમ કહી તે ચાલ્યા ગયા.

તે દિવસે પાંચ માસ બાદ ફરી નરેદ્રને મ્હેં જોયો. મધ્યાને તે ભોજન કરવા બેઠો હતો. હું રસોડાના દરવાજાની આડમાં બેસી કોઇ રીતે તેને જોવાનું કુતૂહલ દબાવી ન શકી.

કિન્તુ જોતાં જ મ્હારૂં મન એક એવી નફરતથી ભરાઇ ગયું કે જે સમજાવવું કઠિન છે. એક મોટા કાળા વીંછીને તેની વાંકાચુંકી ચાલથી જતો જોઇ આખું શરીર જેમ સંકુચિત થઇ જાય છે, કિન્તુ ત્હેના ઉપરથી દૃષ્ટિ દૂર લઇ જઇ શકાતી નથી, બરાબર તે જ

રીતે હું નરેન્દ્ર તરફ તાકતી રહી. ત્હેના શરીરને એક દિવસ મ્હેં કયી રીતે સ્પર્શ કર્યો હતો, એ યાદ આવતાં જ સારા શરીરમાં રોમાંચ થયું અને માથાના વાળ સુદ્ધાં ઉભા થઇ ગયા.

ખાતાં ખાતાં વચ્ચે આંખ ઉંચી કરી ચારે તરફ કંઈકિ શોધી રહ્યો હતો; તે હું જાણુતી હતી. અમ્હારા ઘરની રસોઇયણ શાક પીરસવા આવી ત્હેને એકાએક વિસ્મિત થતાં ત્હેણે પૂછ્યું—" અરે ! ત્હમારી મ્હોટી વહુ મ્હારી આગળ કેમ બહાર નથી નીકળતી ? "

રસોઇયણ જાણતી નહોતી કે તે મ્હારા પીયરના માણસોમાંનો એક છે.–તે તે ગામનો જમીનદાર છે. એથી જણાય છે કે ત્હેને ખુશી કરવાને માટે ત્હેણે એક જુદી જ વાત બનાવી ત્હેનું મન રાખવાની ચેષ્ટા કરી. તે બોલી—" શી ખબર બાબુ; મ્હોટી વહુ બહુ શરમાળ છે. નહિ તો ત્હેમણે આજે આપને માટે સર્વ રસોઇ બનાવી છે. આપ શરમાશો નહિ અને નીરાંતે જમજો એવું કહેવાનું ત્હેણે મ્હને કહ્યું છે. "

આ માણસની પ્રગલ્ભતાનો અંત નથી, દુઃસાહસની સીમા નથી. તેણે કોઇ પણ જાતના સંકોચ વગર મુખને હાસ્યથી ઉજ્વલ કરી ઉંચે સ્વરે કહ્યું–" મ્હારી આગળ લજ્જા રાખવાની શી જરૂર છે સદૂ ? આવ, અહિં આવ. બહુ દિવસો થયાં જોઈ નથી. એક વાર જોઇ તો લઉં. "

મ્હારા પગ જાણે ચોંટી ગયા; હું દરવાજો પકડી જ્યાંની ત્યાં ઉભી રહી. મ્હારી વચલી દેરાણી પણ રસોઈમાં હતી. ત્હેણે મશ્કરી કરતાં કહ્યું–" ભાભીજી, હવે બહુ થાય છે. ગામ–ઘરના આદમી છે, લગ્નના દિવસ સુધી ત્હેમની આગળ ફર્યા છો, વાત-ચિત કરી છે. અને આજે અહિં આટલી લાજ શા માટે ! એક વાર જોવા ચાહે છે તો જાઓ ને ! "

તેનો શો જવાબ આપું ? જવું જ પડયું.

તે સમયે દિવસના બે અઢી વાગ્યા હશે. ઘરનાં સર્વ લોક પોતપોતાની જગ્યાએ સુઈ રહ્યાં હતાં. નોકરે આવી કહ્યું–" માજી, બાબુજીએ પાન મંગાવ્યું છે. "

મ્હેં કહ્યું—" કયા બાજુએ ?"

નોકરે કહ્યું—" નરેન્દ્ર બાજુએ."

મ્હેં કહ્યું—" તે શિકાર કરવા નથી ગયા ?"

નોકરે કહ્યું–" ના, બેઠકખાનામાં સુઇ રહ્યા છે."

તો આ શિકાર કરવા આવવાનું બહાનું પણ જુઠ્ઠું છે !

પાન મોકલી ખડકીની પાસે આવી બેઠી. આ ઘરમાં જ્યારથી આવી છું ત્યારથી આ ખડકીની જગા મ્હને સર્વથી અધિક પ્રિય છે. નીચે જ ફૂલનો બગીચો છે. એક મોટી જુની ચમેલીની વેલથી ખડકીની સામેનો ભાગ ઢંકાએલો છે. અહિં બેસવાથી બહારનું સર્વ દશ્ય જણાય છે પરંતુ બહારનું કોઈ અંદર શું છે એ જોઈ શકતું નથી.

હું મનુષ્યના મનની એક મહાન અદ્દભુત લીલા જોઉં છું કે જે વિપત્તિ અચાનક ત્હેના શિર ઉપર આવી પડે છે અને ત્હેને અત્યંત અસ્થિર અને ઉદ્વિગ્ન કરી દે છે, તેને તે એક કિનારે ઠેલી કોઇ તુચ્છ વાત જ વિચારવા બેસી જાય છે. બહાર પાન મોકલ્યા બાદ હું નરેન્દ્રનો વિચાર કરતી બેઠી હતી. કિન્તુ મ્હને તેની ખબર પણ નહોતી કે કયારે, કયા અવસરે અને કયે રસ્તે મ્હારા સ્વામીએ આવી મ્હારા હૃદય ઉપર ત્હેમનો અધિકાર જમાવી લીધો હતો.

મ્હારા સ્વામીને હું જેટલું જોતી, તેટલું જ આશ્ચર્ય મ્હને થતું હતું. સર્વથી વધુ આશ્ચર્ય મ્હને ત્હેમની ક્ષમા કરવાની ક્ષમતા જોઈ જોઈ થતું હતું. પહેલાં તો જણાયું હતું કે એ ત્હેમની કમજોરી છે, ત્હેમનામાંના પુરૂષત્વના અભાવનું ફળ છે. શાસન કરવાની હિંમત યા બળ ન હોવાને કારણે જ તે ક્ષમા કરે છે. કિન્તુ જેમ દિવસ વીતતા હતા તેમ મ્હને ખબર પડતી હતી કે મ્હારો એ ખ્યાલ ખોટો હતો–તે જેટલા બુદ્ધિમાન હતા તેટલા જ વિચારોમાં દઢ પણ હતા. મ્હને અંદરને અંદર કેટલો પ્યાર કરે છે, એ તો હું કોઇ પણ જાતના સંશય વગર અનુભવ કરી શકું છું. કિન્તુ તે પ્યાર ઉપર જરા પણ જોર બતાવવાનું સાહસ મ્હને ન્હોતું થતું.

મ્હેં એક દિવસ વાત વાતમાં કહ્યું હતું કે–" ત્હમે આ ઘરનું

સર્વસ્વ છો, છતાં ઘરનાં સઘળાં મનુષ્યો ત્હમારી અવહેલના કરે છે, એટલે સુધી કે અત્યાચાર કરે છે. એ શું? ત્હમે શું ચાહો તો ત્હેમનું શાસન ન કરી શકો?"

ત્હેમણે હસીને કહ્યું–" ક્યાં? કોઇ પણ મ્હારો અનાદર નથી કરતું." કિન્તુ હું નિશ્ચય જાણતી હતી કે કોઈ વાત ત્હેમનાથી છુપી નહતી. મ્હેં કહ્યું "ઠીક, ચાહે ગમે તેટલો મોટો દોષ યા અપરાધ હોય, ત્હમે તે માફ કરી શકો?"

ત્હેમણે એવીજ રીતે હસતાં કહ્યું–" જે સાચે જ ક્ષમા ચાહે છે ત્હેણે ક્ષમા આપવી જોઇએ. અમારા મહાપ્રભુની આજ્ઞા એવી છે."

કોઈ વાર ચુપચાપ બેઠી બેઠી વિચારતી હતી કે ભગવાન જો સાચે જ નથી તો આટલી શક્તિ, આટલી શાન્તિ, ત્હેમણે ક્યાંથી મેળવી? એ જુઓ કે મ્હેં એક દિવસ પણ સ્ત્રીના કર્તવ્યનું પાલન નથી કર્યું, છતાં પણ કોઈ દિવસ તે સ્વામીના અધિકારનું જોર બતાવી મ્હારૂં અપમાન યા અમર્યાદા નથી કરતા.

અમારા ઘરના એક તાકામાં, એક સફેદ પત્થરની બનાવેલી ગૌરાંગદેવની મૂર્તિ રાખેલી છે. કેટલીયે રાત્રે નિદ્રા ઉડી જવાથી મ્હેં જોયું છે કે સ્વામી બિછાના ઉપર નિશ્ચલ બેસી, સ્થિર દૃષ્ટિએ તે મૂર્તિની તરફ જોઈ રહે છે અને ત્હેમના બન્ને આંખમાંથી અશ્રુધારા વહે છે. કોઈ કોઈ વાર ત્હેમના મુખ સ્હામું જોઇને મ્હને પણ જાણે રડવું આવતું; જણાતું કે એવી રીતે એક દિવસ પણ જો હું રડી શકું તો મનની લગભગ અડધી વેદના ઓછી થઈ જાય!

પાસેના કબાટમાં ત્હેમનાં કેટલાંક પુસ્તકો હતાં, જેના ઉપર ત્હેમની અત્યંત શ્રદ્ધા અને આદર હતો. ત્હેમની દેખા દેખી હું પણ વચ્ચે વચ્ચે તે પુસ્તકો વાંચતી હતી. તેમાં જે કંઇ લખ્યું હતું તે ન તો સત્ય માનતી કે ન તે ઉપર વિશ્વાસ કરતી. કિન્તુ કેટલાયે દિવસો એવા વિત્યા છે કે ન જાણે ક્યારે, તેને જોતાં જોતાં તે વાંચવામાં મન લાગી જતું, ન જાણે કયારે, આંખમાંથી બે બુંદ આંસુઓનાં નીકળી ગાલ ઉપર સુકાઈ જતાં અને મ્હને કંઈ ત્હેની ખબર રહેતી નહિ!

કેટલાક દિવસથી મ્હને સારી રીતે માલુમ પડતું હતું કે કોઈ એક વ્યથા જાણે પ્રતિદિન મ્હારા હૃદયની અંદર જમા થઈ રહી છે. કિન્તુ તે કેમ, શાને માટે, તે હું વિચારી ન્હોતી શકતી કેવળ જણાતું કે મ્હારૂં અહિં કોઈ પણ નથી. વિચારતી કે કદાચ માને માટે મારૂં મન અસ્થિર થતું હશે, એટલા માટે કેટલાયે દિવસ મ્હેં મનમાં નિશ્ચય કર્યો કે કાલે જ ત્હેમને હું મ્હને મ્હારા પિયર મોકલી દેવાને કહીશ. કિન્તુ જેવો એ ખ્યાલ થતો કે હું આ ઘર છોડી કયાં જઇ રહી છું, તેવો મ્હારો સઘળો ઈરાદો જ કોણ જાણે ક્યાં ઉડી જતો–ત્હેમને સ્પષ્ટ કંઇ કહી જ નહોતી શકતી.

વિચાર્યું કે કબાટમાંથી પુસ્તક લાવી વાંચુ. આજ કાલ તે પુસ્તકો મ્હારા અનેક દુઃખોમાં સાંત્વના દેનારાં થઈ પડયાં હતાં. કિન્તુ જેવી હું ઉઠવા માંડી તેવો જ અચાનક મ્હારા પાલવને એક આંચકો લાગ્યો. પાછળ ફરી જોયું તો જાણે આંખો ઉપર વિશ્વાસ જ ન આવ્યો.

જોયું, મ્હારો પાલવ પકડી, બડકી બહાર નરેન્દ્ર ઉભો હતો ! જરા વખત ગયો હોત તો હું બુમ મારી ઉઠી હોત ! તે કયારે આવ્યો અને કયારથી આ સ્થિતિમાં ઉભો છે ત્હેની મ્હને ખબર જ નહોતી. પરન્તુ કઈ રીતે તે દિવસે મ્હેં મ્હારી જાતને સંભાળી લીધી તે આજે પણ મ્હને ખબર નથી. પાછળ ફરી ઉભી થતાં મ્હેં કહ્યું:—" ત્હમે અહિં કેમ આવ્યા છો ? શિકાર કરવા ? "

નરેન્દ્રે કહ્યું—" બેસી જાવ, કહું છું. "

હું બેસી ગઈ અને બોલી– " શિકાર કરવા કેમ ન ગયા ? "

નરેન્દ્રે કહ્યું—" ઘનસ્યામ બાબુની આજ્ઞા નહોતી. જતી વખતે કહેતા ગયા હતા કે અમ્હે વૈષ્ણવ છીએ; અમ્હારા ઘેરથી જીવ-હત્યા કરવાની મનાઇ છે."

પલભરમાં જ સ્વામીના ગૌરવ–ગર્વથી મ્હારી છાતી ફુલાઇ ગઈ. તે કોઈ કર્તવ્ય નથી ભૂલતા. મનમાંને મનમાં વિચાર્યું કે જો આ માણસ જાણે કે મ્હારા પતિ કેટલા મહાન્ છે !

મ્હેં કહ્યું—" તો પછી ત્હમે ઘેર પાછા કેમ ન ગયા ? "

ત્હેણે મ્હારો હાથ એકાએક પકડી કહ્યું—"સદૂ, ટાઇફોઇડ તાવમાંથી જ્યારે મરતાં મરતાં હું બચ્યો તો સાંભળ્યું કે તું બીજાની થઈ ગઈ છે, હવે મ્હારી નથી, ત્યારે મ્હેં ઇશ્વરને વારંવાર કહ્યું હતું કે પ્રભુ! ત્હેં મ્હને બચાવ્યો શા માટે? આટલી અવસ્થામાં મ્હેં ત્હારો એવો કયો અપરાધ કર્યો છે કે જેથી ત્હેં મ્હને મરવા ન દીધો?"

મ્હેં કહ્યું—"ત્હમે ઈશ્વરને માનો છો?"

નરેન્દ્રે જરા ગભરાતાં કહ્યું—"ના...હા...ના. માનતો નથી. પરંતુ તે સમયે જાણે છે ને—

મ્હેં કહ્યું—"ખેર, હશે, પછી—"

નરેન્દ્રે કહ્યું—"ઓહ! તે દિવસ મ્હારે માટે કેટલા આનંદનો હતો જ્યારે મ્હેં જાણ્યું કે તું અત્યારે પણ મ્હારી છે. કેવળ નામ માત્રમાં—કહેવામાં—બીજાની થઈ ગઈ છે. નહિં તો સદા મ્હારી—કેવળ મ્હારી જ રહીશ! આજ એક દિવસને માટે પણ કોઇની શૈય્યામાં રાતે—"

હું કહી ઉઠી—"ચુપ રહો! પરંતુ એ તો બતાવો કે આ ખબર ત્હમને કોણે કહી? આ બધું કોની પાસેથી સાંભળ્યું?"

તે બોલ્યો—"ત્હારી દાસી પાસેથી, જે ૩–૪ દિવસ થયાં રજા લઇ પોતાને ઘેર ગઈ છે."

મ્હેં 'મુકતા શું ત્હમારી જ મોકલેલી હતી?" એમ કહી જોરથી મ્હારો હાથ ત્હેના હાથમાંથી છોડાવવા ચાહ્યો; કિન્તુ ત્હેણે છોડયો નહિં—તે જોરથી પકડી રાખ્યો. ત્હેની આંખમાંથી બે આંસુ ખરી પડયાં. ત્હેણે કહ્યું—"સદૂ, આ રીતે શું આપણા જીવનનો અંત થશે? હું જો ભયંકર બીમારીમાં ન સપડાયો હોત તો જરૂર આજે આપણને જુદા કરનાર કોઇ ન હોત. જે અપરાધ મ્હારો નથી, તેને માટે શું આટલો મોટો દંડ હું ભોગવું? લોકો ભગવાન ભગવાન્ કરે છે; કિન્તુ તેનું અસ્તિત્વ જો હોત તો મ્હને દોષ વગર આટલી મોટી સજા કરત? કદિ નહિં. ત્હેં કેમ—શા માટે—એક અજ્ઞાત—અપરિચિત—મૂર્ખ—આદમીની—"

મ્હેં કહ્યું—"બસ, બસ, એ વાત રહેવા દો."

નરેન્દ્રે ચમકી કહ્યું—" ઠીક રહેવા દે, કિન્તુ હું એટલું જાણત કે તું ખરેખર સુખી છે, સુખમાં રહે છે તો હું કોઇ દિવસ મ્હારા મનને સાંત્વના આપી શકત; કિન્તુ મ્હારે હવે કોઇ સહારો નથી. જીવીશ શી રીતે ?"

ફરી ત્હેની આંખમાં આંસુ આવ્યાં. આ વેળાએ ત્હેણે મ્હારો હાથ તેની તરફ ખેંચી લઇ આંખનાં આંસુ લુછી કહ્યું " પૃથ્વી ઉપર એવો પણ કોઇ સભ્ય દેશ છે કે જ્યાં આટલો મોટો અન્યાય થઈ શકે ? સ્ત્રીને શું હૃદય નથી ? ત્હેની ઇચ્છા વિરૂદ્ધ ત્હેનો વિવાહ કરી આ રીતે જીવન ભર ત્હેને બાળવાનો અધિકાર સંસારમાં કોને છે ? કોઇ પણ દેશની સ્ત્રી ચાહે તો આવાં લગ્નને લાત મારી, આ બળાત્કારનાં બંધન તોડી નાખી પોતાની ખુશીમાં આવે ત્યાં નથી જઇ શકતી ?"

હું આ સઘળું જાણતી–માનતી હતી. મ્હારા મામાના ઘરમાં નવીન યુગ "સામ્ય–મૈત્રી–સ્વાધીનતા" ની કોઈ આલોચના બાકી નહોતી રહેતી. મ્હારૂં હૃદય અંદરથી જાણે હાલી ઉઠયું ! મ્હેં કહ્યું– " ત્હમે મ્હને શું કરવા કહો છો ?"

નરેન્દ્રે કહ્યું—" હું ત્હને કાંઇ કહેતો નથી. કેવળ એટલું જ બતાવી જઇશ કે જ્યારથી મરણના મુખમાંથી બચી હું ઉઠયો ત્યારથી આજના દિવસની રાહ જોઇ રહ્યો હતો. હવે એક દિવસ કદાચ સાંભળીશ કે જ્યાંથી હું બચવા પામ્યો હતો તે જ કાળના મુખમાં ફરી પાછો ગયો છું. પરંતુ ત્હારી આગળ મ્હારૂં અન્તિમ નિવેદન એ છે કે જીવતાં તો હું કંઇ ન મેળવી શકયો, પરંતુ મરણ બાદ ત્હારી આ આંખનાં બે આંસુના ટીંપાં તો અવશ્ય લેતો જાઉં. આત્માનું અસ્તિત્વ છે એમ માનીયે તો તે એટલેથી જ તૃપ્ત થઇ જશે."

મ્હારો હાથ ત્હેનાજ હાથમાં રહી ગયો–ચુપચાપ જ્યાંની ત્યાં, જેમની તેમ બેસી રહી. હવે વિચારૂં છું કે તે દિવસે જો હું એ બાબતનો આભાસ કંઇ પણ પામી હોત કે મનુષ્યના મનનું કંઈ પણ મૂલ્ય નથી; ત્હેને ઉલટી દિશામાં દોરી જવા માટે*આટલા થોડા માલ

મશાલાની જરૂર રહે છે, તો તે દિવસે ત્હેના હાથમાંથી મ્હારો હાથ છોડાવી લઇ ખડકીનાં બારણાં તુરત જ બંધ કરી દેત—કોઇ રીતે એક પણ વાત ત્હેની કાનમાં ન જવા દેત. કેટલા શબ્દો, કેટલાં આંસુ ત્હેણે ખર્ચ કર્યાં હતાં ?

કિન્તુ નદીની પ્રચંડ ધારામાં પાંદડાં સાથે ઝાડ જેવી રીતે કાંપતું રહે છે, તેવી રીતે મ્હારૂં આખું શરીર કાંપવા લાગ્યું. જણાવા લાગ્યું, નરેન્દ્ર જાણે કોઇ અદ્‌ભુત કૌશલથી મ્હારી પાંચ આંગળીઓની અંદરથી, પાંચસો વિજળીની ધારાઓ મ્હારા આખા શરીરમાં દોડાવી નખથી શિખ સુધી મ્હને અવશ, અવસન્ન કરી રહ્યો હતો.

અમે બન્ને કેટલી વાર સુધી સ્તબ્ધ ઉભાં રહ્યાં, તે હું નથી જાણતી. તે એકાએક કહી ઉઠયો–" સદુ ! "

મ્હેં કહ્યું—" કેમ ? "

તે બોલ્યો—" તું તો બરાબર જાણે છે કે આપણા લોકોનાં જુઠ્ઠાં શાસ્ત્ર સ્ત્રી–જાતિને જકડી રાખવાની જંજીર માત્ર છે. ! તે ચાહે ગમે તેવાં હોય પણ સ્ત્રીઓને ફસાવી રાખી ત્હેમની પાસે સેવા કરાવવાની તે ચાલબાજી જ છે ? સતીત્વનો મહિમા કેવળ સ્ત્રીઓને જ માટે છે–પુરૂષો માટે કંઇ પણ બંધન નથી ! આત્મા આત્માનો જે ચોકાર મચાવવામાં આવે છે, તે આત્મા શું સ્ત્રીનાં શરીરમાં નથી ? સ્ત્રી શું પુરૂષની સેવાદાસી બનવાને માટે જ આ સંસારમાં આવી છે?"

એટલામાં સાસુના શબ્દો કાન ઉપર પડયા—" વહુ ! ત્હમારા લોકોની વાતચિતનો શું અન્ત જ નહિ આવે બેટા ? "

અમે બન્ને ચમકી ઉઠયાં, નરેન્દ્ર મ્હારો હાથ છોડી બેસી ગયો. મ્હેં મ્હોં ફેરવી જોયું તો બેઠકના ઉઘાડા બારણાની બરાબર સ્હામે મ્હારી સાસુ ઉભી હતી !

તે ફરીથી બોલી—" બેટા, આ ગામના લોકો કંઇ એટલા સભ્ય–ભવ્ય નથી; આ રીતે ઉભાં ઉભાં રોતાં કરતાં જોશે તો તેને કદાચ દોષની વાત સમજી બેસશે. હું કહું છું કે બાબુજીને ઘરમાં જ બોલાવી લાવવા હતાને કે જેથી જોવા સાંભળવાનું ઠીક પડે ! "

ન જાણે કંઇ જવાબ દેવાની મ્હેં ચેષ્ટા કરી; કિન્તુ જાણે જીભ તાળવે ચોંટી ગઇ—એક શબ્દ પણ ન બોલાયો.

સાસુએ જરા હસીને કહ્યું—" કહી તો નથી શકતી પણ વિચારી વિચારીને મરૂં છું કે મ્હારી વહુ રાણી આટલી તકલીફ વેઠી જમીન ઉપર કેમ પડી રહે છે ! તે ઠીક વાત છે ! ત્હમારા બાબુ સાહેબ બપોરના વખતે કદાચ ચહા પીએ છે. ચહા તૈયાર પણ થઇ ગઈ છે. જરા તેમને પૂછી તો લ્યો, વહુ, ચહાનો પ્યાલો બેઠકમાં મોકલું કે અહિં ઉભા ઉભા પી લેશે."

હું ઉભી થઈ ગઈ અને પ્રબળ ચેષ્ટા કરી બોલી શકી. મ્હેં કહ્યું–" મા, ત્હમે શું આમ રોજ લપાઈ છૂપાઈ મ્હારી રૂમની આસપાસ વાતો સાંભળ્યાં કરો છો ? "

સાસુએ માથું હલાવી કહ્યું-" ના વહુ, વખત જ ક્યાં મળે છે ? ઘરના કામકાજમાંથી એટલી ફુરસદ નથી મળતી. આ જોને, વાયુથી તો મરી રહી છું, તોયે ચુલા પાસે જવું પડ્યું—ચાહ બનાવવો પડયો. કંઈ નહિં અહિંજ ચહા મોકલું છું. બીચારા બાબુ બહુ શરમાળ છે, મ્હારી આગળ કદાચ નહિં પી શકે. ખેર હું જાઉછું—"

એમ કહિ જરાક હસી તે ચાલી ગઇ. સ્ત્રી જાતિનો આવો જ અંદરનો વિદ્વેષ હોય છે ? બદલો લેતી વખતે સાસુ–વહૂનો માન્ય સંબંધ, કોઇ ઉચ–નીચનું અંતર પણ ત્હેમણે ન રાખ્યું.

તે જગ્યાએ જમીન ઉપર આંખ બંધ કરી હું પડી રહી. શરીરના પ્રત્યેક અંગમાંથી એટલો પરસેવો છૂટયો કે ત્યાંની બધી જમીન ભીંજાઈ ગઈ.

કેવળ એક જ સાંત્વના હતી—આજ રાતે એ નહિં આવે. કમમાં કમ આજની રાત તો ચુપચાપ પડી રહી શકીશ.

કેટલીયેવાર વિચાર્યું કે ઉઠું, કામકાજ કરૂં, જાણે કંઈ બન્યું જ નથી—એવો જ ભાવ દેખાડું; કિન્તુ કોઇ રીતે કાંઇ પણ ન કરી શકી, આખું શરીર જાણે થરથર કાંપવા લાગ્યું.

સાંજ પડી: પરંતુ મ્હારી રૂમમાં કોઈ દીવો સળગાવવા ન આવ્યું.

તે સમયે રાતના આઠ વાગ્યા હશે. સહસા સ્વામીનો અવાજ

કાન ઉપર પડતાં હૃદયનું સઘળું લોહી જાણે ઠરી ગયું. ત્હેમણે નોકરને પૂછ્યું–" કેમરે ! નરેન્દ્રબાબુ એકાએક જતા રહ્યા ? "

નોકરનો જવાબ કંઇ ન સંભળાયો. ત્યારે ત્હેમણે સ્વયં કહ્યું– " કદાચ શિકાર કરવાની મ્હેં મના કરી હતી એટલે જતા રહ્યા હશે. એનું શું થઇ શકે ? "

અંદર આવતાં જ સાસુએ બોલાવી કહ્યું–" જરા મ્હારી પાસે થઇને જાને ભાઈ ! "

ત્હેને એક ઘડીની વાર પણ અસહ્ય થઇ પડશે, તે હું જાણુતી હતી. સ્વામી જ્યારે રૂમમાં આવ્યા ત્યારે હું એક પ્રચંડ નિષ્ઠુર આઘાતની પ્રતીક્ષા કરી આખું શરીર લાકડા જેવું કઠીન કરી પડી રહી; કિન્તુ ત્હેમણે તો એક શબ્દ પણ ન કહ્યો.

કપડાં લત્તાં ઉતારી તે સંધ્યા કરવા ચાલ્યા ગયા–જાણે કંઇ બન્યું જ ન હોય તેમ–જાણે સાસુએ ત્હેમને કંઇ કહ્યું જ ન હોય તેમ. તે બાદ યથા સમયે ખાઈ પી તે સુવા આવ્યા.

રાતભરમાં મ્હારી સાથે એક પણ વાત ન થઇ. સવારે સઘળી લજ્જા અને સંકોચ ને પ્રાણપણથી દૂર કરી રસોડામાં હું જઇ રહી હતી, એટલામાં વચલી દેરાણી બોલી ઉઠી–" રસોડામા ત્હમારે આવવાની જરૂર નથી. આજે હુંજ બધું કરી લઇશ ? "

મ્હેં કહ્યું—" તું છે એટલે કંઈ મ્હારે ન આવવું ? "

દેરાણીએ કહ્યું—" જરૂર જ શું છે ? માએ ત્હમને આવવાની મના કરી છે. "

એટલું જ કહી, મ્હોં ફેરવી લઈ દેરાણી હસવા લાગી. હું સઘળુ સ્પષ્ટ સમજી ગઇ. મ્હારા મ્હોંમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. હું લાકડાની જેમ કેટલીક વાર સુધી ત્યાં ઉભી રહી. પછી મ્હારા ખંડમાં પાછી આવી.

ઘર ભરનાં માણસોના મુખ ઉપર ભાવાન્તરની છાયા દેખાઇ. કિન્તુ જેના મુખ ઉપર ભાવાન્તર જણાવો જોઇતો હતો, ત્હેના મુખ ઉપર કોઇ પ્રકારનો વિકાર નહોતો–તે રોજની જેમ આજે પણ એટલા જ પ્રસન્ન હતા.

હાયરે, અગર એક વખત જીવ કઠણ કરી, ત્હેમની પાસે જો જઈ કહી શકું કે હે પ્રભુ ! આ પાપિષ્ટાના મુખથી ત્હેના અપરાધનું વિવરણ સાંભળી, ત્હેને આપના હાથે દંડ દ્યો; આ સર્વ માણસોના વિચારહીન દંડ હવે મ્હારાથી સહન નથી થતા ! કિન્તુ એમ તો હું કોઈ રીતે ન જ કરી શકી. છતાં આજ મકાનમાં,એજ રૂમની અંદર, મ્હારા દિવસો વીતવા લાગ્યા.

જે કાળ માતાના હૃદયમાં પુત્ર શોકના ભારને પણ હલકો કરી મૂકે છે, ત્હેણે જો આ પાપિષ્ટાના શિર ઉપરથી ત્હેના અપરાધનો ભાર ઓછો કરી દીધો હોય તો તેમાં વિચિત્રતાજ શી ? જે દંડને એક દિવસ મનુષ્ય અનાયાસે પોતાના શિર ઉપર ઉઠાવી લે છે તેને જ શિર ઉપથી ફેંકી દેવા માટે બીજે દિવસ ત્હેનો આત્મા તલસવા લાગે છે—તેની એ દશા થઈ જાય છે કે કોઈ રીતે તેને મુક્તિ મળે તો ત્હેનો જીવ બચે ! કાળના વ્યવધાનથી અપરાધની વ્યથા જેટલી અસ્પષ્ટ, જેટલી હલકી થતી જાય છે, દંડનો ભાર તેટલો જ ભારે અને તેટલો જ અસહ્ય થઈ ઉઠે છે. એવું જ મનુષ્યનું મન છે ! એ જ ત્હેનું બંધારણ છે ! ત્હેને અનિશ્ચિત સંશય, જીવ ઉપર ખેલવાને માટે તૈયાર બનાવી દે છે.

એક દિવસ બે દિવસ એમ જ્યારે સાત દિવસ વીતી ગયા ત્યારે જણાવા લાગ્યું કે મ્હેં એવો તે કેવો મોટો અપરાધ કર્યો છે કે, સ્વામી તે સંબંધી કાંઇ પૂછ્યા વગર, વિચાર કર્યા વગર, આપ્રમાણે દંડ દઈ રહ્યા છે. પરંતુ અત્યારે વિચારૂં છું કે તે સમયે એવી બુદ્ધિ મ્હને ક્યાંથી—કેવી રીતે સુઝી હતી કે બધાંની સાથે મળી, તે પણ મ્હને ચુપચાપ પીડા પહોંચાડી રહ્યા છે એવું મ્હેં ધારી લીધું.

તે દિવસે સવારે સાંભળ્યું, સાસુ કહી રહી હતી—" પાછી આવી મુક્તા ! પાંચ દિવસનું કહીને ગઇ હતી ને આટલા બધા દિવસ લગાડયા ! "

મુકતા કેમ પાછી આવી હતી એ મનમાને મનમાં મ્હેં સારી રીતે સમજી લીધું.

નહાવા જતી હતી ત્યાં મુકતા સાથે ભેટ થઇ. ત્હેણે રસીલું હાસ્ય કરી મ્હારા હાથમાં એક કાગળ ખોસી દીધો. સહસા જણાયું

કે જાણે એક સળગતો અંગારો મ્હારા હાથની હથેલી ઉપર ત્હેણે મૂકયો. દિલ થયું, તે જ વખતે ટુકડે ટુકડા કરી તે કાગળને ફેંકી દઉં. પરંતુ તે નરેન્દ્રની ચીઠ્ઠી હતી ! જે વાંચ્યા વગર જ ત્હેને ફાડી શકું, તો પછી સ્ત્રી જાતિના મનની અંદર જમાના ભરનું તે અનન્ત ચિરન્તન કૌતૂહલ શા માટે જમા છે ?

નિર્જન એકાન્ત તળાવને કિનારે જઇ, પાણીમાં પગ લટકતો રાખી, ચીઠ્ઠી ઉઘાડી વાંચવા બેઠી. કેટલીક વાર સુધી તો ત્હેનો એક શબ્દ પણ હું ન વાંચી શકી. ચીઠ્ઠી લાલ શાહીથી લખેલી હતી. તે વાંચી–એક વાર, બેવાર, ત્રણ વાર, વાંચી. પછી તેને ફાડી ટુકડે ટુકડા કરી પાણીમાં નાખી દીધા. પછી નાહી ધોઇ ઘેર પાછી આવી. તે ચીઠ્ઠીમાં શું હતું ? સંસારમાં સર્વથી અધિક સ્ત્રીને માટે જે અપરાધ ગણાય છે, તે વાત ત્હેમા લખેલી હતી.

ધોબીએ આવી કહ્યુ–" માજી બાબુજીનાં મેલાં કપડાં લાવો. "

સ્વામીના પહેરણ અને કોટનાં ખીસ્સાં તપાસતાં, એક ખીસ્સામાંથી એક પોસ્ટકાર્ડ જડયું. હાંથમાં લઇ જોયું, મ્હારોજ પત્ર હતો. માએ લખ્યો હતો. તારીખ જોઇ તો માલુમ પડયું કે પાંચ છ દિવસ પહેલાંનો લખેલો હતો. કિન્તુ આજ સુધી તે મ્હને મળ્યો નહોતો.

વાંચી જોયું તો સર્વનાશ ! મા લખે છે, ફક્ત રસોડા સિવાયનો મકાનનો સઘળો ભાગ બળી ભસ્મ થઈ ગયો હતો. રસોડાવાળા ભાગમાં જ ઘરનાં સઘળાં માણસો ગમે તેમ કરી સમાવેશ કરી રહ્યાં છે.

બન્ને આંખો સળગવા લાગી; આંસુ એક પણ ન નીકળ્યું. નથી જાણતી, કેટલી વાર સુધી આ રીતે હું બેસી રહી–ધોબીએ બુમ મારી એટલે ભાન આવ્યું. ઝટપટ કપડાં ત્હેના તરફ ફેંકી, મ્હારા બિછાનામાં આવી હું પડી. હવે આંસુઓની ધારા ચાલી અને તકીઓ ભીંજાઈ ગયો.

કિન્તુ આ શું ત્હેમની ઇશ્વર પરાયણતા છે ? મ્હારી મા ગરીબ છે; હું કદાચ ત્હેની સહાયતા કરવા માટે અનુરોધ કરૂં એટલા માટે કાગળ પણ મ્હને ન આપ્યો. આટલી ક્ષુદ્રતા શું મ્હારા નાસ્તિક મામા દ્વારા સંભવિત હોઈ શકે ?

આજે જેવા તે રૂમમાં આવ્યા તેવી હું બોલી. મ્હેં કહ્યું–"અમ્હારૂં ઘર બળી ગયું."

ત્હેમણે મ્હારા સામું જોઇ કહ્યું–"ક્યાં સાંભળ્યું ?"

ત્હેમના ઉપર પોસ્ટકાર્ડ ફેંકી મ્હેં કહ્યું–"ધોબીને કપડાં આપતાં તમારા જ ખીસ્સામાંથી આ મળી આવ્યું છે. જુઓ, નાસ્તિક હોવાને કારણે ત્હમે મ્હને ઘૃણા કરો છો એ હું જાણું છું; કિન્તુ જે લોકો છાની ચીઠ્ઠીઓ વાંચી લે છે, અગર છુપાઇ જાસુસી કરે છે, તેને હું પણ ઘૃણા કરૂં છું. ત્હમારા ઘરનાં માણસોનો આજ ધંધો છે."

જે માણસ ખુદ અપરાધમાં ડૂબેલો હોય ત્હેના મુખમાંથી આવી વાત નિકળે! કિન્તુ હું નિઃસંશય કહી શકું છું કે, આટલી મ્હોટી સ્પર્ધાનો આઘાત મ્હારા સ્વામી સિવાય અન્ય કોઇ સહન ન કરી શકે. મહાપ્રભુની આજ્ઞા શું અક્ષય અભેદ્ય કવચની જેમ ત્હેમના હૃદયને દિન રાત ઘેરી રાખતી કે મ્હારૂં આવું તીક્ષ્ણ શૂળ પણ ત્હેને અથડાઇ ટુકડે ટુકડા થઇ ગયું ?

જરા મલિન હાસ્ય કરી ત્હેમણે કહ્યું–"મ્હારૂં મન બહુ ગુંચાએલું હતું સહૂ, મ્હને માફ કર."

આજે પહેલી જ વાર જ ત્હેમણે મને નામ લઇ બોલાવી.

મ્હેં કહ્યું—"જુઠ્ઠું. તો શું ત્હમે મ્હને આ કાગળ આપત ? ત્હમે એ ખબર મ્હારાથી કેમ છુપી રાખી એ પણ હું જાણું છું."

ત્હેમણે કહ્યું—"સાંભળી ત્હને દુઃખજ થાત એટલા માટે મ્હેં વિચાર્યું હતું કે કેટલાક દિવસ વીત્યા બાદ ત્હેની સૂચના ત્હને આપવી"

મ્હેં કહ્યું—"ત્હમે હાથ જોઇ બધું જાણી લ્યો છો એ મ્હારાથી કંઈ અજાણ્યું નથી. ત્હમે ઘરભરનાં માણસોને શું મ્હારી પાછળ જાસુસી કરવા લગાડયાં છે ? સ્પાઇ! અંગ્રેજ સ્ત્રીઓ એવા સ્વામીનું મ્હોં પણ નથી જોતી એ જાણો છો ?"

અરે અભાગી ! કહે કહે, જે ત્હારા મુખમાં આવે તે કહે. ત્હેને માટે ત્હારે સર્વ આગળ ભોગવવું પડશે.

સ્વામી બેસી રહ્યા—એક પણ વાતનો જવાબ ન દીધો. હવે વિચારૂં છું કે મનુષ્ય એટલી પણ ક્ષમા કરી શકે છે !

કિન્તુ મ્હારી અંદર જેટલી ગ્લાનિ, જેટલું અપમાન અત્યાર સુધી ધીરે ધીરે જમા થઈ રહ્યું હતું, તે એકદમ બંધન વિહીન થઈ ગયું—ત્હેણે કોઇ રીતે પાછું ફરીથી હૃદયમાં દબાઈ રહેવા ન ચાલ્યું.

જરા અટકી પાછું મ્હે કહ્યું—"હું રસોડામાં દાખલ—"

તે જરા ચમકી વચ્ચેજ બોલી ઉઠયા—"હાં ઠીક છે, એથી મ્હારી ખાવાની વ્યવસ્થા પાછી—"

મ્હેં કહ્યું—"એને માટે મ્હારી કોઇ ફરીઆદ નથી. હિન્દુના—બંગાળીના—ઘરમાં પેદા થવાને કારણે, ત્હમે લોકો ધક્કા મારી મારી, હેરાન કરી કરી, મ્હને મારી નહિ શકો! એ અધિકાર હું ત્હમારા લોકોને કદિ નહિ આપું એ નિશ્ચય જાણજો. મ્હારા મામાનું રસોડું હજુ બાકી છે, બળી નથી ગયું, હું પાછી ત્યાં જઇશ. કાલેજ હું ત્યાં જવાની છું."

સ્વામી કેટલીક વાર ચુપ રહ્યા–પછી બોલ્યા. "તું જાય તે ઠીક છે, પરંતુ ત્હારાં ઘરેણાં મ્હને આપતી જજે."

સાંભળી હું અવાક્ થઇ ગઇ. આટલા હીન, આટલા ઓછા વિચારના પતિની હું સ્ત્રી છું. મ્હારા મ્હોં ઉપર એકાએક હાસ્ય છવાયું–મ્હેં કહ્યું—"ઘરેણાં જો પડાવી લેવા ચાહતા હો તો તે સારી વાત છે. હું મૂકતી જઇશ."

દીપકના આછા પ્રકાશમાં મ્હેં જોયું તો ત્હેમનું મુખ જાણે સફેદ પડી ગયું. તે બોલ્યા—"ના, ના, ત્હારાં ઘરેણાં હું ભિક્ષાના રૂપમાં માંગુ છું. મ્હારી પાસે હાલમાં રૂપીઆની તાણ છે એટલે ત્હેને ગીરો મુકીશ."

કિન્તુ હું પણ એવી જ બદનશીબ કે ત્હેમનું એ મલિન મુખ જોઈને પણ ત્હેમના ઉપર વિશ્વાસ ન કરી શકી. બોલી—"ગીરો મુકો–ચાહે વેચી નાખો, ત્હમારૂં દિલ ચાહે તેમ કરો. ત્હમારા પૈસા ઉપર મ્હને રતીભર પણ લોભ નથી."

એટલું કહી તેજ વખતે પેટી ઉઘાડી સઘળાં ઘરણાં બહાર કહાડી, મ્હેં બિસ્તરા ઉપર નાખ્યાં. જે બે કડાં માએ મ્હને પહેરાવ્યાં

હતાં, તે સિવાયનાં સર્વ ઘરેણાં મ્હેં ઉતારી નાખ્યાં. એથી સંતોષ ન વળ્યો એટલે બનારસી સાડી, કબજા, બૉડિસ, વિગેરે જે કિંમતી કપડાં સાસરેથી મ્હને મળ્યાં હતાં તે પણ કહાડી મ્હેં ફેંકી દીધાં.

સ્વામી પત્થરની જેમ સ્થિર, મૌન રહી જોતા રહ્યા. તે સમયે ઘૃણાનું માર્યું મ્હારૂં મન એટલું ખરાબ થઈ ગયું હતું કે તે રૂમમાં રહેવું પણ મ્હને અસહ્ય થઇ પડયું. ત્યાંથી બહાર નીકળી એક અંધારા ખુણામાં કપડું બીછાવી પડી રહી.

રડવાથી મ્હારી છાતી ફાટવા લાગી, તો પણ પ્રાણપણથી તેને રાકી મ્હોંમાં કપડાનો ડૂચો મ્હારી મ્હારા માનની રક્ષા કરી.

ન જાણે ક્યારે હું ઉંઘી ગઈ. ઉઠી જોયું તો સવાર થવાની તૈયારી હતી. રૂમમાં જઈ જોયું તો બિછાનું ખાલી હતું. બે એક ઘરેણાં સિવાય બાકીનાં લઈ કોણ જાણે ક્યારે એ ચાલ્યા ગયા હતા.

આખો દિવસ એ ઘેર ન આવ્યા. રાતના બાર વાગ્યા છતાં ત્હેમનાં દર્શન ન થયાં.

ખુમારીમાં પણ હું સાવધ હતી. બે એક વાગ્યા બાદ બાગ તરફનું બારણું કોઇએ ખટખટાવ્યું. સમજી ગઈ કે તે નરેન્દ્ર છે. ન જાણે કેમ પણ મ્હને જણાતું હતું કે આજે નરેન્દ્ર અવશ્ય આવશે. મ્હારા સ્વામી ઘરમાં નથી એ ખબર મુક્તા ત્હેમને આપશે અને તે એ સુયોગ ખાલી નહિ જવા દે. તે કંઈ આસપાસમાં છુપાએલો છે, એ હું કોઇ અમાંગલિક બનાવની જેમ અનુભવ કરી રહી હતી.

નરેન્દ્ર એટલો બધો નિઃસંશય હતો કે ત્હેણે અનાયાસજ કહી દીધું—"વાર ન લગાડ, જેવી બેઠી હોય તેવી ચાલી આવ. મુક્તા ખડકીનો રસ્તો ખુલ્લો રાખી બેઠી છે."

બાગ ઓળંગી અંધકારમાં કેટલોક માર્ગ કાપી હું ગાડીમાં જઈ બેઠી. માતા પૃથ્વી! તે દિવસે તે ગાડીની સાથે આ અભાગીને ત્હેં કેમ ત્હારામાં ન સમાવી દીધી.

કલકત્તાના બાઉ બઝારમાં એક ઘર હતું; તેમાં જઇ મુકામ કર્યો ત્યારે આશરે સાડા આઠ વાગ્યા હશે. મ્હને ત્યાં પહોંચાડી નરેન્દ્ર કેટલાક વખત માટે પોતાને ઉતારે ગયો.

દાસીએ ઉપરની રૂમમાં બિસ્તર બિછાવી રાખ્યું હતું. હું જઈ તે ઉપર પડી. આશ્ચર્ય છે કે જે વાત કદિ વિચારી ન હોતી, તે સઘળી બીજી ચિંતાઓને દબાવી, સ્મરણમાં આવવા લાગી. હું નવ વર્ષની ઉમ્મરે પાણીમાં ડૂબી ગઈ હતી. મોટા યત્ન અને ચેષ્ટા ઉપરાન્ત હું જ્યારે હોશમાં આવી, ત્યારે માનો હાથ પકડી હું બિછાના ઉપર સુતી હતી. મા ઓશીકે બેઠી બેઠી, એક હાથ મ્હારે માથે ફેરવતી અને બીજે હાથે મ્હને પંખો નાખ્યા રહી હતી. તે સમયે મ્હારી આંખોમાંથી માતાનું મુખ અને ત્હેનો પંખો હલાવતા હાથ સિવાયના સર્વ પદાર્થ લુપ્ત થઇ ગયા હતા.

દાસીએ આવી કહ્યું—"વહુ, નળનું પાણી પછી બંધ થઇ જશે, માટે ઉઠી નાહી ધોઇ લ્યો."

નહાઈને આવી એટલે બ્રાહ્મણ આવી થાળી પીરસી ગયો. યાદ આવે છે, મ્હેં કંઈક થોડું ખાધું; કિન્તુ ખાઇને ઉઠતાં ઉઠતાં તો થાકી ગઇ. હાથ મ્હોં ધોઇ મડદાની જેમ બિછાના ઉપર પડી અને પડતાંની સાથે જ ઉંઘી ગઈ.

સ્વપ્ન જોયું, સ્વામીની સાથે હું લડી રહી હતી. તે તેવીજ રીતે ચુપ બેઠા છે અને હું સઘળાં ઘરેણાં ઉતારી ઉતારી ત્હેમના ઉપર ફેંકી રહી છું. કિન્તુ ઘરેણાં પણ ખુટતાં નથી અને મ્હારૂં ફેંકવું પણ બંધ થતું નથી. જેટલાં ઘરેણાં હું ફેંકતી, તેટલાં ન જાણે ક્યાંથી મ્હારા શરીર ઉપર પાછાં દેખાતા.

સહસા હાથથી એક ભારે દાગીનો કહાડી ફેંકતાં જ તે જોરથી જઈ સ્વામીના માથામાં વાગ્યો. ત્હેની સાથે જ તે આંખો બંધ કરી નીચે પડી ગયા. ત્હેમના માથાના ઘામાંથી રક્તની ધારા એટલા જોરથી વહેવા લાગી કે રૂમની છત સુધી ઉંચે પહોંચી ગઈ.

આ પ્રમાણે સ્વપ્ન જોતાં કેટલો સમય વીત્યો અગર કેટલો વીત્યો હોત તે નથી કહી શકતી. કિન્તુ વચ્ચે ઉંઘ તૂટી. જાગી જોયું તો આંસુથી તકીઓ અને બિછાનું ભીંજાઈ ગયાં હતાં.

આંખ ખોલી જોયું તો દિવસ બહુ ચઢી ગયો હતો અને નરેન્દ્ર પાસે બેસી હાથથી મ્હને હલાવી જગાડી રહ્યો હતો.

ત્હેમણે કહ્યું—"શું સ્વપ્ન જોતી હતી ? અરે આશું !" એમ કહી ત્હેણે પોતાના ધોતીયાના છેડાથી મ્હારૂં મ્હોં લુછી નાખ્યું. સ્વપ્ન ? પલભરમાં એ ખ્યાલથી મ્હારા મનને આરામ મળ્યો. આંખ્યો ચોળી બેઠી થઇ. જોયું. સામે એક મોટું પારસલ કાગળમાં લપેટેલું પડયું હતું.

મ્હેં કહ્યું—" આ શું છે ? "

નરેન્દ્રે કહ્યું—" ત્હારે માટે સાડી વિગેરે જરૂરી કાપડ હું ખરીદી લાવ્યો છું. "

મ્હેં કહ્યું—" ત્હમે કેમ ખરીદી લાવ્યા ? "

ત્હેણે જરા હસી કહ્યું–" મ્હારા સિવાય બીજો કોણ ખરીદે ? "

× × × ×

× × × ×

આટલું હું કદિ રડી નહોતી. નરેન્દ્રે કહ્યું—" ઠીક, મ્હારા પગ છોડી ઉઠ બ્હેન ! હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે ત્હને હવેથી હું મ્હારી સગી બ્હેન માનીશ. આપણે એક જ માબાપનાં સંતાન છીયે એમ હું ગણીશ. હવેથી હું સદા ત્હારી રક્ષા કરીશ. "

મ્હેં કહ્યું—" સદા ! ના, ના, ત્હેમના ( સ્વામીના ) ચરણોમાં મ્હને સોંપી પછી જાઓ, નરેન્દ્રભાઈ, મ્હારા ભાગ્યમાં લખ્યું હશે તે થશે. કાલ રાતના મ્હેં ત્હેમને નથી જોયા અને આજે જો જોવા નહિં પામું તો હું મરી જઇશ. "

દાસી રૂમમાં આવી દીવો સળગાવી ગઈ. નરેન્દ્ર ત્યાંથી ઉઠી સામે જઇ બેઠો–અને બોલ્યો–"મુક્તા પાસેથી હું બધું સાંભળી ચૂક્યો છું ! કિન્તુ ત્હેને તું જો આટલી ચાહતી હતી તો પછી કોઇ દિવસ એક સાથે—"

હું ઝટ વચ્ચે જ બોલી ઉઠી—" ત્હમે મ્હારા મોટાભાઈ છો, એવી વાત મ્હને ન પૂછો. "

નરેન્દ્ર કેટલોક વખત ચુપ રહ્યો પછી બોલ્યો—" હું આજે જ ત્હને ત્હારા બાગ પાસે જઇ મૂકી આવી શકું છું; પરંતુ હવે તે શું ત્હને ગ્રહણ કરશે ? નહિંતો ગામની અંદર પણ ત્હારી કેવી દુર્ગતિ થશે તે તું જ વિચાર ? "

હૃદયને અંદરથી જાણે કોઇએ બે હાથે પકડી મચડી નાખ્યું. કિન્તુ સંભાળી બોલી–" હું જાણું છું કે તે મ્હને ત્હેમના ઘરમાં નહિં રાખે; કિન્તુ મ્હને ક્ષમા તો અવશ્ય કરશે એમાં સંદેહ નથી. ચાહે ગમે તેટલો મ્હોટો અપરાધ હોય પણ અપરાધી જો સાચા હૃદયથી ખરેખર ત્હેમની ક્ષમા માગે તો તે ક્ષમા કર્યાં વગર રહે નહિં–એ વાત મ્હેં ત્હેમના મ્હોંએ સાંભળી છે. ભાઈ! મ્હને ત્હેમના ચરણોમાં છોડી આવો. નરેન્દ્રભાઈ! ભગવાન ત્હમને રાજરાજેશ્વર કરી દેશે–એ હું મન–વાણિ–કાયાથી આશિર્વાદ આપું છું."

મ્હેં વિચાર્યું હતું કે આંખમાંથી આસુ હવે નહિં પાડું; કિન્તુ કોઈ રીતે આંસુનો વેગ ન રોકી શકી–આંસુ વહેવા લાગ્યાં.

નરન્દ્રે મીનીટભર લગભગ ચુપ રહી કહ્યું—"સદૂ! તું શું સાચે જ ભગવાનને માને છે?"

આજે ચરમ દુઃખમાં મ્હોંએથી પરમ સત્ય નીકળી પડ્યું. મ્હેં કહ્યું–"હા માનું છું. તે છે એટલા માટે તો ત્હેના ઉપર ભરોસો રાખી પાછી જવા ચાહું છું; નહિં તો અહિં જ ગળામાં ફાંસો નાખી મરી જાત નરેન્દ્રભાઈ, જવાની વાત જીભ ઉપર ન લાવત."

નરેન્દ્રે કહ્યું—"પરંતુ હું તો ભગવાનને નથી માનતો."

હું કહી ઉઠી—"હું કહું છું કે મ્હારી માફક એક દિવસે ત્હમે પણ માનશો–માનવા પડશે."

"ત્યારે થઇ પડશે" એમ કહી નરેન્દ્ર ચુપ રહ્યો. મનમાં તે કંઈ વિચારી રહ્યો છે એ જાણી હું વ્યાકુલ થઈ. મ્હને એક મીની-ટની ઢીલ પણ અસહ્ય થઇ પડી હતી. મ્હેં કહ્યું–"તો મ્હને ક્યારે મૂકી આવશો ભાઈ?"

ત્હેણે મુખ ઉંચું કરી ધીમે ધીમે કહ્યું—"તે કદાપિ ત્હને નહિં ગ્રહણ કરે."

મ્હેં કહ્યું—"ત્હેની ચિન્તા ત્હમે કેમ કરો છો ભાઈ! ગ્રહણ કરે યા ન કરે તે ત્હેમની ઇચ્છાની વાત છે! કિન્તુ મ્હને ક્ષમા અવશ્ય કરશે, એ હું નિશ્ચય સાથે કહી શકું છું."

નરેન્દ્રે કહ્યું—" ક્ષમા ! જો ગ્રહણ ન કરે તો પછી ક્ષમા કરે અગર ન કરે એ બન્ને બરાબર છે. તો પછી તું ક્યાં જઇશ એ તો કહે ? આખા ગામમાં કેટલું ખરાબ આંદોલન ઉભું થશે—ત્હેનો તો એકવાર વિચાર કરી જો."

હું ડરની મારી રડવા જેવી થઈ બોલી—" તેની ચિંતા જરા પણ ન કરો ભાઇ ! એમ હશે છતાં પણ તે તેનો પ્રબંધ કરી દેશે."

નરેન્દ્ર કેટલીકવાર ચુપ રહી બોલ્યો—"ઠીક ત્હારે માટે તો કંઇક ઉપાય તે શોધી કહાડશે, પરંતુ મ્હારે માટે તો કંઇ નહિ જ કરી શકે. તેનું શું ?"

ત્હેનો શો જવાબ આપું, તે ન સુઝયું. બોલી—" ત્હેમાં ત્હમારે માટે શું ડર છે ?"

નરેન્દ્રે મલિન મુખ ઉપર પરાણે હાસ્યનો આભાસ લાવી કહ્યું—" ડર ? હા, તે કંઇ મોટો નથી. ફક્ત ૫–૭ વરસ જેલખાનામાં રહેવું પડશે. જો મ્હેં પ્રથમથી જાણ્યું હોત કે તું મ્હને આ રીતે આફતમાં નાખીશ તો આ કામમાં હું હાથ ન નાખત. ત્હારૂં મન જરા પણ સ્થિર નથી—આને શું છોકરાના ખેલ સમજે છે ?"

હું રડી પડી. બોલી—" તો પછી મ્હારૂં શું થશે ભાઈ ! મ્હારા સઘળા અપરાધ ત્હેમના ચરણોમાં નિવેદન કર્યા વગર હું જીવી નહિં શકું."

નરેન્દ્ર ઉભા થઇ કહ્યું—" તું ફક્ત ત્હારી જ વાતનો વિચાર કરે છે. મ્હારી વિપત્તિનો ખ્યાલ પણ નથી કરતી. અત્યારે સઘળી બાબતનો વિચાર કર્યા વગર સહસા હું કોઈ કામ નહિ કરી શકું."

મ્હેં કહ્યું—" આ શું ? ત્હમે ત્હમારે ઉતારે જાઓ છો ?"

નરેન્દ્રે કહ્યું—" હા."

ક્રોધ, દુઃખ અને નિરાશાથી હું ધરતી ઉપર પડી અને માથું કુટી રડવા લાગી. મ્હેં કહ્યું—" ત્હમે મ્હારી સાથે ન આવો તો મ્હને અહીંથી જવાનો માત્ર પ્રબંધ કરી આપો—હું એકલી પાછી જઇશ. અરે ! હું ત્હેમના સોગન ખાઈ કહું છું કે હું કોઇનું નામ નહિં લઉં; કોઈને દોષ નહિં દઉં, કોઇને મુસીબતમા નહિં નાખું. સઘળો દોપ હું મ્હારી એકલીના શિર ઉપર વહોરી લઇશ. હું ત્હમારે પગે પડું છું

નરેન્દ્રભાઇ, મ્હને અહિં રોકી રાખી મ્હારૂં સર્વ નાશ ન કરો."

શિર ઉંચું કરી જોયું તો નરેન્દ્ર નહોતો—ન જાણે ક્યારે એ ધીમે પગલે સરકી ગયો હતો. દોડી જઈ જોયું તો દરવાજે તાળું મારેલું હતું. રસોઇઆએ કહ્યું. "ચાવી લઇ બાબુજી ગયા છે. કાલે સવારે આવી ઉઘાડશે."

રૂમમાં આવી પાછી ધરતી ઉપર પડી રોતાં રોતાં કહેવા લાગી—"ભગવાન્! મ્હેં આજ સુધી ત્હને યાદ નથી કર્યો-નથી પોકાર્યો-આજે પોકારૂં છું. ત્હારા આ અત્યન્ત અસહાય, અવશ, મહાપાપિષ્ટ સંતાનની ખબર લે. મ્હારો કાંઇ ઉપાય કર."

મ્હારો તે પોકાર કેટલો પ્રચંડ હતો, ત્હેની શક્તિ કેટલી દુર્નિવાર હતી, તે આજે હું જ જાણું છું.

તે છતાં પણ સાત દિવસ વીતી ગયા. કિન્તુ કઇ રીતે-કેમ-વીત્યા ત્હેનો ઇતિહાસ કહેવાનું ન તો મ્હારામાં સામર્થ્ય છે કે ન તો ધૈર્ય. ખેર, ત્હેને રહેવા જ દ્યો.

ત્રીજે પહોર, મ્હારી ઉપરની રૂમમાં, બારી પાસે બેસી, નીચેની ગલીનું દૃશ્ય હું જોઈ રહી હતી. ઑફિસો છૂટી હતી. દિનભર મહેનત કરી બાબુલોક ત્હેમના ઘર તરફ જઇ રહ્યા હતા. તેમાં અધિકાંશ સાધારણ ગૃહસ્થ હતા.

ત્હેમના ઘરનું ચિત્ર મ્હારી આંખો સમક્ષ ભાસિત થઇ ઉઠ્યું. ઘરની સ્ત્રીઓમાં અત્યારે સર્વથી અધિક કોણ વ્યસ્ત હશે? જળપાનનો સામાન, ચ્હા બનાવી તૈયાર કરવાને માટે અત્યારે કઇ સ્ત્રીઓ અધિક દોડધામ કરી રહી હશે? એ ખ્યાલ મનમાં આવતાં જ કલેજું ધડકવા લાગ્યું.

જણાયું, દિનભરની મહેનત બાદ તે ઘેર આવ્યા છે. ક્યાં ધોતીયું છે, ક્યાં ટુવાલ છે, ક્યાં હાથપગ ધોવાનું જળ છે? બૂમ મારવા છતાં પણ કોઇ જવાબ દેતું નથી. તે બાદ કદાચ વચલા દિયરના જળપાનના સામાનની સાથે ત્હેમના પણ જળપાનને માટે થોડી ઘણી જળપાનની સામગ્રી વચલી વહુએ કરી રાખી છે; ભુલી પણ ગઇ હોય તો કંઈ આશ્ચર્ય નથી. હું તો હવે ત્યાં છું જ નહિ—

એટલે ભૂલી જવામાં ડર પણ કોનો લાગે ! તે ફક્ત એક ગલાસ પાણી જ પી, પેલા બિછાનાને ધોતીયાથી ઝાડી ઉપર પડી રહે છે ! તે પછી કંઈક અડધી રાતે થોડો ઠંડો ભાત અને બટાટાનું શાક, ચટણી વિગેરે ખાવાનું મળે, વખતે થોડી દાળ મળે, વપરાઈ ગઇ હોય તો તે પણ ન મળે. સર્વના ખાધા પછી થોડુંક દૂધ ત્હેમને માટે બચવા પામ્યું હોય તો મોટું ભાગ્ય ! ભલા સાદા માણસ રહ્યા—કોઇને કડવો શુકન કહી શકે નહિ—કોઇ ઉપર ક્રોધ કરવાનું જાણે નહિ—

અરે ઓ મહા પાપી ! આટલું મહા નિષ્ઠુર પાપ ત્હારા સિવાય સંસારમાં શું કદિ અન્ય કોઇ સ્ત્રીએ કર્યું હશે ? મનમાં થયું, આ લોઢાના કઠેડા ઉપર માથું પટકી સઘળી ચિન્તાનો અન્ત અહિં જ કરી નાખું.

જણાય છે, બીજા કશા તરફ મ્હારી દૃષ્ટિ ઘણી વાર સુધી નહોતી. એકાએક સાંકળ ખખડવાના અવાજથી ચમકી મ્હેં જોયું તો દરવાજા ઉપર મુક્તા અને નરેંદ્ર ઉભાં હતાં. ઝટઝટ આંસુ લૂછી, નીચેના બિછાના ઉપર જઈ બેઠી.

તે દિવસ બાદ નરેન્દ્ર આવ્યો નહોતો. મ્હારૂં મન ક્યાં હતું તે નરેન્દ્ર નિઃસંશયભાવે સમજી ગયો હતો. એથી ડરનો માર્યો આ તરફ ડગલું ભરવાનું સાહસ નહોતો કરી શકતો. તેની નિશ્ચિતરૂપે એ ધારણા થઇ ગઇ હતી કે વિપત્તિમાં પડવા છતાં પણ મ્હારા તરફથી સ્વામી વિરૂદ્ધ તેને કાંઇ સહાયતા નહિ મળે. એથી એને જેટલો ભય ઉત્પન્ન થયો હતો તેટલો ક્રોધ પણ થયો હતો.

ઘરમાં આવી મ્હારા તરફ જોઇ બન્ને જણાં એક સાથે ચમકી ઉઠયાં. નરેન્દ્રે કહ્યું—"ત્હારી તબીયત આટલી ખરાબ થઇ ગઈ હતી તો મ્હને ખબર કેમ ન આપી ? ત્હારો રસોઇયો તો મ્હારૂં ઠેકાણું જાણતો હતો."

દાસી કચરો કહાડી રહી હતી. તે ઝટ બોલી ઉઠી—"તબીયત તો કંઈ પણ ખરાબ નહોતી. ફક્ત પાણી પી—પી કરી મનુષ્ય દુબળું ન થાય, બિમાર ન પડે તો બીજું શું થાય ? જોઉં છું,

બાબુજી, કે બન્ને વખત પીરસેલી થાળી એમની એમ પડી રહે છે. આટલા દિવસોમાં અડધા દિવસો તો એવા વીત્યા છે કે ત્હેમણે થાળીને હાથ પણ નથી લગાડયો. ”

બન્ને જણ મ્હારા તરફ જોતાં જ રહ્યાં.

સંધ્યા પછી નરેન્દ્ર પોતાના મકાન ઉપર જ્યારે ગયો ત્યારે મુક્તાને છાતી સરસી ચાંપી મ્હેં કહ્યું—“ તે કેમ છે ? ”

મુક્તા રોઇ પડી. બોલી—“ નશીબમાં હોય તે થાય વહુ, તે કોઈના હાથમાં છે ? બાકી નહિ તો એવા સ્વામીના ઘરમાં રહી ત્હને સુખ ન મળે ? ”

મ્હેં કહ્યું—“ ત્હેં તો આ સઘળું કર્યું મુક્તા ! ”

મુક્તાએ આંસુ લુછી કહ્યું—“ એ બધું યાદ આવવાથી મ્હાર કલેજામાં શું શું થાય છે તે ત્હમને શું કહું વહુ ? બાબુજી સિવાય ઘરનાં અન્ય માણસો હજી સુધી એમ જ જાણે છે કે ઘર સળગી જવાની ખબર મળવાથી, રાતે જ લડી ઝઘડી ત્હમે પીયર જતાં રહ્યા છો. ત્હમારી સાસુએ તો ત્હેમની આજ્ઞા ન લેવાને કારણે બાબુજી સાથે બોલવા ચાલવાનું પણ બંધ કરી દીધુ છે કેવી કમજાત ઓરત છે—કેવી હરામજાદી છે ! બાબુજીને એટલું કષ્ટ આપી રહી છે કે તે જોઇ પત્થરનું કલેજું પણ ટુકડે ટુકડા થઈ જાય. એટલા માટે જ ત્હેમની સાથે ત્હમારે ઝઘડો થતો હતો. ”

મ્હેં કહેવા ચાહ્યું કે “ મ્હારૂં લડવાનું હમેશાને માટે બંધ થઇ ગયું, ” કિન્તુ મુખમાંથી એક પણ શબ્દ ન નીકળ્યો—જાણે શ્વાસ રૂંધાઈ ગયો.

આજે મુક્તા પાસેથી સાંભળ્યું કે મ્હારા મામાનું બળી ગયેલું ઘર ફરીથી બની રહ્યું છે—ત્હેનું રીપેર કામ ચાલી રહ્યું છે. રૂપીઆ મ્હારા સ્વામીએ જ આપ્યા છે. કદાચ એટલા માટે જ દાગીના ગીરો મુકવાની ત્હેમને જરૂર પડી હતી.

મ્હેં કહ્યું—“ કહે, મુક્તા સર્વ હાલ કહે. જેટલી કલેજાના ટુકડા કરનારી ખબરો હોય, તે એક પછી એક સંભળાવ—જરા પણ મ્હારા હાલ ઉપર દયા ખાવાની જરૂર નથી. ”

મુક્તાએ કહ્યું—" આ ઘરનું ઠેકાણું તે જાણે છે. "

હું કાંપી ઉઠી—મ્હેં કહ્યું—" ત્હેમણે ક્યાંથી જાણ્યું ? "

મુક્તાએ કહ્યું—" લગભગ એક મહીના પહેલાં આ ઘર ત્હમારા જ રહેવાને માટે ભાડે લેવામાં આવ્યું હતું. ત્યારથી હું એ જાણતી હતી. "

મ્હેં કહ્યું—" પછી ? "

મુક્તાએ કહ્યું—" એક દિવસ નદીને કિનારે, નરેન્દ્ર બાબુની સાથે છુપાઇ મ્હને વાતો કરતી, ત્હેમણે ત્હેમની જાતે જોઇ હતી. "

મ્હેં કહ્યું—" તે પછી ? "

મુક્તા બોલી—" હું જુઠું ન બોલી શકી વહુ, અહિં આવતા પહેલાં આ ઘરનું ઠેકાણું મ્હારે ત્હેમને આપવું પડયું. "

હું નિર્જીવ જેવી થઇ મુક્તાની ગોદમાં પડી ગઈ. મ્હને અંધારાં આવી ગયાં.

કેટલીક વાર પછી મુક્તાએ કહ્યું—" વહુ ! "

મ્હેં કહ્યું—" શું છે મુક્તા ? "

મુક્તાએ કહ્યું—" જો બાબુજી સ્વયં ત્હમને પાછાં લઈ જવા આવે તો—"

જોરથી હું બેઠી થઇ ગઇ. મુક્તાનું મ્હોં હાથથી બંધ કરતાં મ્હેં કહ્યું—" ના મુક્તા, એ વાત હું ત્હને નહિં કહેવા દઉં. મ્હને મ્હારા દુઃખનો બોજો હોશમાં રહી ઉઠાવા દે. મ્હને પાગલ બનાવી મ્હારા પ્રાયશ્ચિતનો રસ્તો પણ ત્હમે લોકો બંધ ન કરી દ્યો—"

મુક્તાએ જોર કરી મ્હારો હાથ ત્હેના મુખ ઉપરથી હઠાવતાં કહ્યું—" મ્હારે પણ મ્હારા પાપનું–પ્રાયશ્ચિત કરવું પડશે વહુ ! રૂપીયા સાથે તોળી આ પાપને હું મ્હારા ઘરમાં જમા નહિં રાખી શકું. "

ત્હેનો મ્હેં કંઈ જવાબ ન દીધો; આંખો બંધ કરી પડી રહી. મનમાં કહ્યું—" મુક્તા, જમીન અત્યારે પણ જમીન જ છે. આકાશ કુસુમની વાત કાને સાંભળી છે; ત્હેને આજ સુધી ખીલતાં નથી જોયું. "

લગભગ એક કલાક બાદ મુક્તા બાઈ પી ઉપર આવી ત્યારે રાત્રિના દશેક વાગ્યા હશે. રૂમમાં આવતાં જ હેણે કહ્યું—" માથાનું લુધડું જરા ઠીક કરો વહુ, બાબુજી આવે છે. "

એટલું કહી તે ચાલી ગઈ.

વળી આટલી રાતે ? ઝટપટ કપડાં ઠીક કરી બેસતાં જ જોયું તો દરવાજા ઉપર નરેન્દ્ર નહિં પણ સાક્ષાત્ મ્હારા સ્વામી ઉભા હતા !

તે બોલ્યા—" ત્હારે કંઈ કહેવાની જરૂર નથી. બધું હું જાણું છું, તું હજુ મ્હારી જ છે. ઘેર ચાલ. "

મ્હેં મનમાં ને મનમાં કહ્યું—" ભગવાન્ ! આટલી કૃપા જો ત્હેં કરી છે તો એટલું વધુ કર કે આ બે ચરણમાં માથું રાખતા સુધી મ્હને સચેત રાખ. "

